# આ તે શી માથાફોડ!



સ્વ. ગિજુભાઇ

સંસ્કાર સાહિત્ય મંદિર

પો. બો. નં. ૩૪ દરબારગઢ, ભાવનગર-૩૬૪ ૦૦૧

# આ તે શી માથાફોડ!

સ્વ. ગિજુભાઈ



સંસ્કાર સાહિત્ય મંદિર

પો. બો. નં. ૩૪ : ભાવનગર (સૌરાષ્ટ્ર)

## બે બોલ

(પહેલી આવૃત્તિ વખતે)

માથાફોડ કરવી કોઈને ગમતી નથી, પણ ઈશ્વર માનવીને માથાફોડ કરાવ્યા વિના જંપે તેવો ક્યાં છે? રાયથી માંડી ને રંક સુધી સર્વને માથાફોડ, માથાફોડ ને માથાફોડ! તમામ માબાપોને જે માથાફોડ કરવી પડે છે તેનાથી તોબા ભગવાન! એ કરતાં તો છોકરાં ન થાય તો સુખે રહીએ એમ થઈ જાય!

પણ છતાં માબાપોની આ માથાફોડ અંદરથી કેટલી બધી મીઠી છે તે જાણવું હોય તો કોઈ માતાને જઈને પૂછો એટલે ખબર પડે. અને આવી માથાફોડને મીઠી માનનારી માતાઓ એક બે નથી પણ લાખો કરોડો છે, એમ નક્કી સમજો.

છતાં આવી મીઠી માથાફોડ પણ ઘડીભર તો માબાપને પણ જીવતર ખારું કરી નાંખે છે એમાં શક નથી. એટલે આજે મારા મિત્ર ગિજુભાઈ બહાર આવે છે ને કહે છે: "સારી આલમનાં માબાપો! તમને જે માથાફોડ લાગે છે તે માથાફોડ જ નથી. તમારી તબિયત ઠેકાણે રાખીને જુઓ એટલે માથાફોડ ટળી જઈને તમને એ સ્થાને કંઈક બીજું જ દેખાશે." ઉપરથી માથાફોડ દેખાતી વસ્તુ ખરી રીતે કંઇ બીજું જ છે એ દેખાડવા માટે મારા મિત્રે આ લખ્યું છે. ગિજુભાઇનાં ચશ્માં જેઓ આંખે ચડાવશે તેમને આ નવું દર્શન થશે એ ચશ્માં સૌ કોઇ પહેરી શકે એવાં જ છે. માત્ર કોઈ લોકો માથાફોડને જોવાનો જ આગ્રહ રાખી ચશ્માં ન ચડાવે તો ગિજુભાઇ બિચારા શું કરશે? એવાંની માથાફોડ એમને મુબારક હો!

ભાઈ તારાચંદ કોઠારીએ પોતાનાં ધર્મપત્ની જાસુદબહેનના સ્મરણમાં આ પુસ્તક છપાવી દક્ષિણામૂર્તિને તો આભારી કરી છે, પણ ગુજરાતનાં માબાપોને પણ આભારી કર્યાં છે, એમ કહું તો વધારે પડતું નહિ ગણાય.

**નાનાભાઇ કા. ભટ્ટ**
નિયામક

૭, ૮, ૩૮.

# આ મુ ખ

સ્વ. ગિજુભાઈના અપ્રાપ્ય પુસ્તકોનું પુનઃ પ્રકાશન વ્યવસ્થિત રૂપે હાથ ધરવામાં આવ્યું છે ને ધીમે ધીમે બધાં જ પુસ્તકો પ્રગટ થતાં રહેશે.

પ્રસ્તુત પુસ્તક માબાપોને લગતાં પુસ્તકો માંહેનું એક છે. આ પુસ્તક લખાણ, શૈલી અને વિચાર–નિરૂપણની બાબતમાં તદ્દન નવી જ ભાત પાડે છે

મુ. સ્વ. ગિજુભાઈએ પોતાના વિચારો, શિક્ષણના સિદ્ધાંતો અને પોતાને થયેલી અનુભૂતિઓ અનેક જુદાં જુદાં લખાણોમાં વ્યક્ત કરેલાં છે. કોઈમાં ગંભીર તત્ત્વપૂર્ણ વૈજ્ઞાનિક લેખો છે. કોઇમાં સીધા ઉપદેશાત્મક લખાણો છે. કોઈમાં પોતાના શિક્ષણ વિષયક સિદ્ધાંતોનું જોરદાર પ્રસ્થાપન છે. એ બધામાં આ પુસ્તકની શૈલી નવીન જ દેખાય છે.

માબાપોને ઉદ્દેશીને લખાયેલાં આ પુસ્તકમાં લાંબા લેખો નથી. ઊંડી તત્ત્વચર્ચા નથી; પણ રોજિન્દા જીવનમાં બનતા સાચા પ્રસંગોનું સુંદર, કલાત્મક નિરૂપણ છે. આ પ્રસંગો પકડી તેને શૈક્ષણિક મૂલ્યો આપવાનું મુ. ગિજુભાઈએ કર્યું છે. મુ. ગિજુભાઈના ઊંડા અવલોકન અને વિશાળ અનુભવના ખજાનામાંથી આપણને આ રત્નો મળ્યાં છે.

ઇસપકથા, પંચતંત્ર, હિતોપદેશના લેખકોથી માંડીને આજ સુધીના બધા લેખકોએ પોતાનાં ગંભીર વક્તવ્યોને હળવી શૈલીમાં કથા, વાર્તા, પ્રસંગોની ગૂથણીમાં મૂકી પ્રજા સમક્ષ મૂકવાનો પ્રયત્ન કરેલ છે. કારણ લેખક સમજે છે કે આ પદ્ધતિ અસરકારક અને સચોટ છે. ઉપદેશનાં લાંબાં લખાણો કે ભાષણોમાંથી શ્રોતા કે વાચક જેટલું ગ્રહણ નથી કરી શકતો એટલું એકાદ નાની પ્રસંગકથા રેખાચિત્ર, રૂપક કે સંવાદમાંથી મેળવી શકે છે. અને એ વાત આ લખાણને પણ બરાબર લાગુ પડે છે.

આ પુસ્તકની બીજી ખૂબી એ છે કે આનાં પ્રસંગો–ચિત્રો વાંચતાંવાંચતાં વાચક ભૂલી જાય છે કે પોતે આનાથી અલગ છે. જાણે પોતાના ઘરમાં કે પોતાના જીવનમાં બનતા બધા નાનામોટા બનાવો જ નવાં નામો ધારણ કરી એની સમક્ષ આવી જાય છે. વાચક આમાં એક અંગત એકાતારતા અનુભવે છે. લખાણમાં આવતા કોઈ ચંપા કે સુમતિ, રામજીકાકા કે લખુડો, આવાદબેન કે બચુભાઈ બધાં જ જાણે તેના પોતાનાં ઘરનાં, શેરીનાં, સમાજનાં જીવંત પાત્રો તેને લાગે છે અને એ પાત્રો જ એને કાંઈક કાંઈક નવું કહી જાય છે.

પુસ્તકના પ્રસંગોમાં પણ કરવા જેવું અને ન કરવા જેવું, સાચો નિર્ણય અને ખોટો નિર્ણય, બાળકો સાથે કામ પાડવાની સાચી રીતો અને ખોટી રીતો વગેરેને એવા સુંદર વિવિધરંગી રંગોમાં ઉઠાવવામાં આવ્યાં છે કે વાચકના મનમાં એની એક સચોટ છાપ પડી જાય.

છેવટે મુ. ગિજુભાઈના શબ્દોમાં જ કહીએ તો "સારી આલમનાં માબાપો ! તમને જે માથાફોડ લાગે છે તે માથાફોડ જ નથી. તમારી તબિયત ઠેકાણે રાખીને જુઓ. એટલે માથાફોડ ટળી જઈને તમને કાંઈક બીજું જ દેખાશે." મુ. ગિજુભાઈનો આ 'બીજું જ' બતાવવાનો હેતુ તો જ સફળ થાય કે માબાપો આ વાંચી પોતાની રોજિન્દી માથાફોડોમાં કાંઈક રાહત મેળવે, કાંઈક બાળકને સમજતાં શીખે, કાંઈક ગિજુભાઈની દૃષ્ટિથી જોતાં શીખે. આજના ઘરે ઘરના કલેશ, કંકાસ, અશિસ્તના વાતાવરણને ઓછું કરવું હોય તો આ માથાફોડોનો વિચાર કર્યા વિના ચાલે તેમ જ નથી. તો જ બાળક અને માબાપનું જીવન કાંઈક સુસંગિત એકતાએ ચાલતું બનશે.

નરેન્દ્ર બધેકા

નવી આવૃત્તિ (૧૯૮૩) પ્રગટ થઈ છે

# મોન્ટીસોરી પદ્ધતિ

લેખક : ગિજુભાઈ

બાળકેળવણીના ક્ષેત્રમાં કામ કરતાં શિક્ષક–શિક્ષિકા માટે મુખ્ય પાઠ્યપુસ્તક સમું ' મોન્ટીસોરીપદ્ધતિ ' બાળકેળવણીમાં રસ લેતાં વિચારવંત મા–બાપોએ પણ એક વાર અવશ્ય વાંચવા જેવું ખરું—આ પુસ્તકની ઉપયોગિતા દર્શાવતા નિવેદનમાં દક્ષિણામૂર્તિના મુખ્ય મોવડી સ્વ. નાનાભાઈ ભટ્ટે જણાવેલું " મોન્ટીસોરી પદ્ધતિ " નું આ પુસ્તક ગિજુભાઈની અડગ ઉપાસનાનું ફળ છે... કેટલીક મહાન વિભૂતિઓ જેમ આખા યુગનું પરિવર્તન કરે છે તેમ કેટલાંક પુસ્તકો પણ આખા યુગને નવી ગતિ આપે છે. મોન્ટીસોરીનું આ પુસ્તક કેળવણીના ક્ષેત્રમાં યુગ પરિવર્તક છે એમાં મને શંકા નથી......."

૪૦૦ પાનાનાં આ પુસ્તકમાં વીસેક પ્રકરણો આપવામાં આવ્યાં છે ૧લા પ્રકરણમાં ' મેડમ મોન્ટીસોરી ' નો પોતાના ઘડતરકાળથી માંડી તેના અભ્યાસ વગેરેનો પરિચય આપેલો છે–પ્રથમ પોતે ગણિતશાસ્ત્રી બન્યાં, એન્જિનિયરીંગનું ભણ્યાં, ડોકટરી વિદ્યા ભણી એમ. ડી. થયાં–અને બાદ કેળવણીકાર કેવી રીતે બન્યાં તેનો રસિક ઇતિહાસ આપવામાં આવ્યો છે–સામા પાના પર એ વીસ પ્રકરણોની સૂચિ આપેલી છે.

આવું પુસ્તક આજના જમાનામાં પ્રત્યેક પુસ્તકાલયમાં હોવું જરૂરી છે

## (મોન્ટીસોરી પદ્ધતિ)
## પુસ્તકની અનુક્રમણિકા

(૧૯૮૩માં પ્રગટ થયેલ)

## સ્વ. ગિજુભાઈનું સાહિત્ય

મોન્ટીસોરી પદ્ધતિ

દિવાસ્વપ્ન

આ તે શી માથાફોડ !

માબાપ થવું આકરું છે

વાર્તાનું શાસ્ત્ર

માબાપોના પ્રશ્નો

નવા આચારો

બાલક્રીડાંગણો

પ્રાસંગિક મનન

શાંત પળોમાં

કેમ શીખવવું ?

ચાલો વાંચીએ

મેળવવા માટે જણાવો

**સંસ્કાર સાહિત્ય મંદિર**

પો. બો. નં ૩૪, ભાવનગર.

# આ તે શી માથાફોડ !

આપના ઘરમાં કે આપની સંસ્થામાં

બાળવાર્તાઓનાં પુસ્તકો

તેમજ

બાળગીતો વસાવવાં છે ?

ઘરમાં નાનાં–મોટાં સૌને મઝા પડે
તેવાં વિવિધ રસવાળાં પુસ્તકો
જોઈએ છે ?

તો નીચેના સ્થળે લખી જણાવો

તુરત જવાબ સાથે મળશે
વિગત સાથે પુસ્તકોની યાદી

❋

# આ તે શી માથાફોડ!

: ૧ :

## રડતું છાનું રાખવું

૧

"સાંભળ્યું કે? આ હું તો હીંચકાવી હીંચકાવીને થાકી. મારા તો હાથ દુખવા આવ્યા રોયાં છોકરાંયે કાંઇ થયાં છે? દિ' બધો તો કવરાવે પણ રાતેય સૂવા ન દે. લ્યો હવે આ દોરી તાણો; હું તો આ સૂતી. ને ન તાણો તો રહેવા દ્યો. સવાર સુધી થાકીને ઊંઘી જશે."

ભાનુલાલે ઘોડિયાની દોરી હાથમાં લીધી પોતે ભલા માણસ હતા. છોકરાને હીંચોળવા માંડ્યા.

નાનો ચીનુ જરાક છાનો રહે ને પાછો ચીસ પાડીને રડે. વળી ભાનુલાલ જરાક મોટા મોટા હીંચકા નાખે એટલે સહેજ જંપે ને વળી પાછો રડવા લાગે.

ભાનુલાલ પણ થાક્યા. તે કહે: "કોણ જાણે શું થયું છે! છોકરો કોઇ દિ' આમ રાત આખી નથી રોતો. ચાલ જરા ઘોડિયું તો જોઉં."

ભાનુલાલે દીવો લઇને ઘોડિયું જોયું. ઓયામાં માંકડ ઊભરાયેલા. પાર વિનાના માંકડ! બિચારા ચીનુને ફોલી ખાતા હતા.

ભાનુલાલે ચીનુને એની બાના પડખામાં આપ્યો. ચીનુ

પટ કરતો ને ઊંઘી ગયો; બા ઊંઘી ગઇ, બાપા પણ ઊંઘી ગયા.

૨

સાંજ પડી દીવાટાણું થયું. વર્ષ દહાડાની વિજુડી રોવા માંડી.

બા કહે: "એ વિજુડીએ સાંધ્યું ! આ રોજ તે કેમ ખમાય ?"

માશી કહે: "એ તો સાંજ પડે ત્યારે છોકરાં કજિયે ચડે; એમ રોજ અકળાયે કાંઇ છોકરાં ન ઉછેરાય."

બાપા કહે: "કોઇને છોકરાં રાખતાં આવડે તો કે ! જરાક ઘૂઘરો ખખડાવો; પેલી ચૂસણી આપો. છાની કેમ ન રહે ?"

નાની બેન કહે: "મોટાભાઇ, તમે શું કામ મૂંઝાઓ છો ? ઈ તો રોજ રોવે છે. બે ઘડી રોઇને એની મેળે થાકી જશે.

વિજુડી રોતી રહે નહિ. ઘૂઘરો વગડ્યો પણ સાંભળે ત્યારે ના ? રમકડું બતાવ્યું પણ જુએ ત્યારે ના ? એ તો આંખ ચોળતી જાય ને રોતી જાય.

બાપા કહે: "કાલે એને ડૉકટરને બતાવવી જોશે."

બા કહે: "ડાક્તર શું કરવાનો હતો, રાંડ કજિયાળી છે એમાં ?"

માશી કહે: "આ હજી પહેલું છોકરું થયું છે ત્યાં આ હાલ થાય છે, તો મારી જેમ ચારપાંચ થશે ત્યારે કરશો શું ?"

ત્યાં તો માજી દર્શન કરીને આવ્યાં.

બાપા કહેઃ " બાડી, આ વિજુડીને લ્યોને જરા, ક્યારની રહેતી નથી. "

માજી કહેઃ " આવો બાપા, વિજુલા, આવો મારા દાદાં ! "

માજીએ વિજુને તેડી. ખંભા ઉપર માથું ઢાળ્યું, વાંસા ઉપર હાથ થાબડ્યો ને " હા, હા, હા ! સૂઈ જા મારા સાવજ ! સૂઈ જા મારા દાદા ! " એમ કર્યું.

ત્યાં તો વિજુડી રોતી રહી ગઇ ને સૂઇ ગઈ.

માજી કહેઃ " છોકરી કજિયે તો કાંઇ નો'તી ચડી. ઊંઘ આવતી'તી તે રોતી'તી. ઇ તો સાંજે છોકરાં ઊંઘર્યા થાય એટલે રૂવે છે દૂધ પીવું હોય તો પાઇને જરાક આમ કરીને સુવાડી દઇએ તો સૂઇ જાય. "



: ૨ :

## વાંચ્યાં, તું શું વાંચતો'તો ?

બાળક મોટી ચોપડીમાંથી ક, પ, ડ, ચ એવા અક્ષરો ઉકેલતું બેઠું છે. નવા અક્ષરો શીખેલું છે તેથી તેને વાંચવાને ઘણો ઉમંગ છે. મોટી ચોપડી કે નાની ચોપડી, અક્ષરવાચન માટે તેને મન બન્ને સરખી છે.

છોકરો કહેઃ " બાપા, હું વાચું છું. "

છોકરો શું વાંચે છે એ જાણવાની દરકાર કર્યા વિના

બાપા કહે: "વાંચ્યાં, તું શું વાંચતો'તો! આવડો મોટો ચોપડો શું જોઇને લીધો છે? જા બાળપોથી વાંચ!"

× × ×

બાળક બાપાને કહે છે: "બાપા, હાલો તો ઓલી ગરોળી ટીડડાને ખાઇ જાય છે; જોવા જેવું છે. હાલો હાલો, નવું નવું છે."

બાપાને મન એમાં કશો ચમત્કાર નથી. બાળકને મન આ બધું નવીન છે. બાળક બાપાને તેડી જઇ પોતાના નવા જ્ઞાનના આનંદના ભાગી કરવા માગે છે. બાપાને મન આ જુગજૂની વાત છે.

બાપા કહે: "હવે એમાં શું જોવું 'તું? ગરોળું ટીડડું ખાય જ ના? જો મોટી નવાઇની વાત કહેવા આવ્યો! જા પાઠ કર, પાઠ."

× × ×

આવી રીતે આપણે બાળકોને ઘણી વાર છણકાવી નાખીએ છીએ. તેમનું મન સમજ્યા વિના તેમના ઉપર ટીકા કરીએ છીએ. તેને વિષે અનુદાર ઉદ્ગાર કાઢીએ છીએ. તેનું અપમાન કરીએ છીએ. તેને સહાનુભૂતિ આપતા નથી ઊલટું આપણી ને તેની વચ્ચે ગેરસમજણ ને અંતર ઊભાં કરીએ છીએ. જરા વખત બચાવી, જરા બાળકના દૃષ્ટિબિંદુથી બધું જોઇ, તેના આનંદમાં જરા ભાગ લઇએ ને તેને સહાનુભૂતિ આપીએ તો બાળકના અંતરને આપણે વધારે સુખી, આપણી વધારે નજીક, ને તેથી વધારે આપણું કરી શકશું.

*

: ૩ :

## ગજુડો

"એ સાંભળ્યું કે? આ ગજુડાને અહીંથી ઉપાડી લેશો?"

"શું છે?"

"આ ક્યારનો નહાવાની ઓરડીમાં જઈને પાણી ઢોળે છે."

"તે ભલેને ઢોળે."

"પણ આ પહેરણ ભીનું કરીને બગાડે છે."

"તે એમાં શું થઇ ગયું? પહેરણ ધોઈ નખાશે."

"પણ ઈ માંદો પડશે એનું શું? આખો દિ' કાંઇ પાણી ચૂંથ ચૂંથ કરાય?"

"ઉનાળો છે; કાંઈ માંદો પડતો નથી. ઉનાળામાં છોકરાંને પાણી ગમે."

"પણ એ પાણી ઢોળ્યા કરે ઇ મને નો ગમે. આ બે બાલદીઓ ઢોળી નાખી."

"પાણીની ક્યાં ખોટ છે? નળ આખો દિ' આવ્યા જ કરે છે."

"પણ આ ઓરડી ભીની ભીની કરી નાખી. ભીની ઓરડી તે કાંઈ સારી લાગે?"

"એ તો હમણાં સુકાઈ જશે. ઉનાળામાં સુકાતાં કેટલી વાર?"

“ પણ એ પાણી ચૂંથ ચૂંથ કરે તે મને નો ગમે. આ મારા હાથ એંઠા છે તેમાં. તમે લઈ લ્યો છો કે ? ”

“ ભલેને પાણી ઢોળતો ! તારું શું જાય છે ? ”

“ એ મને અહીં બેઠાં બેઠાં કંઈક થઈ જાય છે એ ક્યારનો પાણી ઉડાડ્યા, કરે છે, ને મારે માથે ક્યારનો ખડખડાટ કર્યા કરે છે. ”

“ એ તો પાણીથી રમે છે. નાનાં છોકરાંને પાણીથી રમવું બહુ ગમે. ભલેને બે ઘડી મજા કરે ! ”

“ પાણીથી તે ક્યાંઇ રમત રમાતી હશે ? આ રમત, એમ ને ? એમાં તે શી મજા બળી છે ? એલા ગજુડા ! ભાગ્યો કે ? આ વેલણનો ઘા કરીશ હો ? તમે એને લઇ જાવ હો ! એ નહિ ગાંઠે તો પછી મારું ધાર્યું નહિ ઊતરે. પછી મને કાંઇ.....”

“ આનું તે કરવું શું ? ”

*

: ૪ :

## બાળકોની દૃષ્ટિએ

### કાગા લઇ ગ્યા !

રમુ નાની હતી ત્યારે એની બા એની પાસેથી કંઇક લેવું હોય તો લઇ લે અને કહેઃ “ કાગા લઈ ગયા, કાગા લઈ ગ્યા ! ”

રમુએ ‘ કાગા લઇ ગ્યા ! ’ એનો અર્થ અનુભવથી શોધી કાઢયો હશે

રમુ ચાર વર્ષની થઇ છે, કમુ બે વરસની છે. કમુ પાસેથી કંઇ લઇ લેવું હોય તો રમુ લઇ લે છે ને કહે છે : “ કાગા લઇ ગ્યા, કાગા લઈ ગ્યા ! ”

ધીરે ધીરે કમુએ ‘ કાગા લઈ ગ્યા ! ’નો અર્થ શોધી કાઢયો લાગે છે.

ગઈ કાલે બટેટાં પડ્યાં હતાં. કમુએ બટેટાંને ફ્રાકની ખોઈમાં ભર્યાં; કોઈ ન દેખે એવી રીતે ઢાંકયાં. પછી બધાની સામે જોઇને કહે : “ કાગા લઈ ગ્યા, કાગા લઈ ગ્યા ! ”

લાગે છે કે રમુ એની બાથી છેતરાઇ નહિ હોય; કમુ રમુથી છેતરાઈ નથી. ‘ કાગા લઇ ગ્યા ! ’ એટલે સંતાડી દીધું.

સંતાડી દેવાનો આ પ્રયોગ ગમ્મત ભરેલો છે.

*

: ૫ :

## મારી બાને ખબર ન પડે, હો !

“ એલા કાનજી, શું ખાય છે ? ”

“ એ તો મમરા ખાઉં છું. ”

“ મારો ભાગ આપને ? ”

“ મારી બાએ મને ના પાડી છે. ”

“ શું કામ ના પાડી છે ? ”

“ કાલે તારી બાએ મારી બાને મેળવણ ન આપ્યું એટલે. ”

“ પણ હું તો તને ભાગ આપું છું ને ? હું કયાં ના પાડું છું ? ”

“ લે ત્યારે મારી યે ના નથી. પણ મારી બાને ખબર ન પડે હો ! ખબર પડશે તો વઢશે ને કહેશે કે : ‘ ના પાડી’તી ને શું કામ આપ્યા ? ”

❋

: ૬ :

## પણ મારી બાને કહેને !

“ એલા લખુડા ! ત્યાં એકલો એકલો રસોડામાં શું કરતો’તો ? ”

“ કંઈ નહિ. ”

“ કંઇ નહિ કેમ ? કંઈક ખાતો’તોને ? આ દૂધવાળી મૂછો થઈ છે. દૂધ નહોતો પીતો ? ”

“ હા, તે મારી બાએ કીધું’તું કે છાનોમાનો જઇને દૂધ પી આવ. મે’માનનાં આટલાં બધાં છોકરાં ભેળાં થયાં છે તે દૂધ ક્યાંથી કાઢવું ? ”

“ પણ એમ સૌને મૂકીને એકલાં પિવાય ? ”

“ પણ મારી બાને કહેને ! એણે મને કીધું. ”

❋

: ૭ :

## પાપ લાગે

હજામ અને બબલી વચ્ચે ચાલતી વાતચીત તરફ મારું ધ્યાન એકાએક ગયું. હજામ કહે : “ ખોટું બોલીએ તો પાપ લાગે. ”

બબલી કહે : “ ભલે પાપ લાગે, હું તો ખોટું બોલીશ.”

હજામ કહે : “ ન બોલાય; પાપ લાગે. ”

બબલી કહે : “ એમાં શું થઈ ગયું ? હું તો બોલીશ. ખોટું બોલાય. ”

હજામ કહે : “ ભાઇ ન બોલાય. બોલીએ તો પાપ લાગે. ”

બબલી કહે : “ ગિજુભાઇ ! ખોટું બોલીએ તો પાપ લાગે ? ”

મને કશો ઉત્તર દેવાનું મન ન થયું. હું બોલ્યો નહિ.

બબલીએ હજામને પૂછ્યું : “ ખોટું બોલીએ તો મરી જઇએ ? ”

હજામ કહે : “ ખોટું બોલીએ તો પાપ લાગે. ”

બબલી મારા તરફ જોઇને કહે : “ ખોટું બોલીએ તો મરી જઇએ ? ”

મેં ઉત્તર ન આપ્યો.

બબલી કહે : “ પાપ કેવી રીતે લાગે ? ”

હજામ કહે : “ પાપ લાગે; ખોટું ન બોલાય. ”

બબલી કહે : “ ત્યારે તો હવે એક વાર પાપ લગાડવું પડશે. ”

× × ×

આપણે હજામને ધાર્મિક શિક્ષણ આપતાં રોકવો ન જોઇએ ?

× × ×

બીજે દિવસે મેં બબલીને પૂછ્યું : "પાપ કેવી રીતે લગાડીશ ?"

બબલી કહે : "એક વાર ખોટું બોલીશ એટલે પાપ લાગશે."

*

: ૮ :

## પણ...?

મારા પડોશીની ઓશરી પરથી છોકરાના રડવાનો અવાજ આવ્યો. જઈને જોઉં તો ભાઈ છોકરાને મારીને નિશાળે લઈ જવાના પ્રયત્નમાં છે.

મેં પૂછ્યું : "એલા આટલો બધો તે શીદને મારે છે ? ક્યાંક મરી જશે."

જવાબ મળ્યો : "ભાઇ, મારું નહિ તો શું કરું ? રોજ ને રોજ આ હોળી ! નિશાળનો વખત થયો કે આ વટક્યો !"

"પણ કારણ શું છે ? નિશાળે જવામાં આડે શું આવે છે ?"

"આડે શું આવે ? માસ્તર તો બિચારો એટલો સારો છે ! પણ ઇ છોકરો જ લાડકો થઇ ગયો છે. એની માએ બગાડી મૂક્યો છે. ભાઇને ખવરાવે પીવરાવે, ઓઢાડે પહેરાવે ને ભાઇને નચાવે; ભાઈ જેમ કહે તેમ કરે. પછી ભાઈ શાના ગાંઠે ? મા પાસેથી આઘે જવું ગમે ત્યારે ના ?"

મેં જાણ્યું કે છોકરા દેખતાં વધારે વાત ન થાય તો ઠીક, એટલે કાંઈ બોલ્યો નહિ.

ભાઈએ છોકરાને બે તમાચા ધરી દીધા ને તેને ઘસડીને નિશાળે લઈ ચાલ્યા. હું પણ ચાલ્યો.

નિશાળે જઈ છોકરાને શિક્ષકના તાબામાં આપી દીધો. શિક્ષકે પણ યોગ્ય ગંભીરતાથી સમયોચિત અવાજ અને આંખની સખ્તાઈથી છોકરાને તાબામાં લીધો.

ભાઈને 'હાશ' થયું હોય એમ દેખાયું. પ્રસન્ન મોઢે બહાર આવ્યા. ઘેર આવતાં મેં કહ્યું: "પણ મારવાથી શું વળે ?"

"પણ ત્યારે નિશાળે મોકલ્યા વિના કંઈ ચાલે ? અમથો તો એક ડગલુંયે ઉપાડતો નથી; વાણિયાનો દીકરો છે, કાંઈ ચોરી કરવા થોડો જ જશે ? નહિ ભણે તો બ્રાહ્મણ જેમ લોટ માગવા યે થોડું જવાશે ?"

"પણ ભાઈ, જરાક તો દયા રાખો !"

"દયા ડાકણને ખાય છે. ઘણા દિ' ભાઈ બાપા કર્યું પણ ભાઈ કાંઈ માને એવા થોડા છે ? ઇ તો માર્યાના જ લાગના છે."

"મારવાથી છોકરો ગાંજી જશે."

"કાંઈ ગાંજતો નથી. અમે માર ખાઇ ખાઇને જ મોટા થયા'તા ! ઈ તો માર ખાઈને રીઢો થઈ ગયો છે. નાના હતા ત્યારે અમેય વટકતા, પણ બાપાએ એકવાર દાતણની સોટી મારેલી એટલે ઠેકાણે આવી ગયા"

"પણ નિશાળે જઈને નહિ ભણે તો ?"

"નહિ કેમ ભણે ? ત્યાં તો ઓલ્યો આંખ કાઢે છે કે

મૂતરી પડે છે ! ઈ તો ઘરમાં ફાવ્યું છે. પારકી મા કાન વીંધે. ત્યાં કાંઇ વેવલી વાણિયાણ નથી તે પોપાબાઈનું ચાલે! ત્યાં તો મિયાંની મીંદડી જેવો થઇ જાય છે. ”

“ પણ ફોસલાવી પટાવીને લઈ જાને ભાઈ ! ”

“ ફોસલાવીને ? અરે, ઈ તો તમને ને મને ને એના માસ્તરને અને બધાયને વેચીને દાળિયા ખાય એવો છે ! એ તો બગડી ગયો છે. કહ્યું કરતો હોય તો કાંઇ કહેવું યે ન પડે ને મારવો યે ન પડે. પેટના દીકરાને મારવામાં શો સ્વાદ આવતો હશે ? એની માને કયાં ખબર છે કે દીકરો નહિ ભણે તો રઝળશે ? ”

મારે તો માથું ધુણાવવાનું રહ્યું. માતાનાં આ લાડનું શું કરવું ?

શિક્ષક ડોળા કાઢીને છોકરાને સીધો કરે, ને આવા પિતા છોકરાને તમાચા ચોડીને તેનું ભાવિ સુધારવા માગે ! સૌ છોકરાનું હિત તો ઇચ્છે છે.

પણ...?

હું ખિન્ન મને ઘેર ગયો.

પણ...?

*

: ૯ :

## શું કરીએ ભાઈ, ક્રોધ ચડે ત્યારે ?

“ કેમ, શિક્ષણપત્રિકા વાંચી ? ”

“ હા; એમાં તો કાંઈ રસ ન આવ્યો. ”

" માબાપો બાળકોને શાં માટે મારે છે તે વાંચ્યું ?"

" તે માર્યા વિના કેમ ચાલે ? આ જો ને ઓલ્યા છોકરે જઈને પગ ભાંગ્યો તે દાઝ ન ચડે ? એવું કરી આવે તો ધબોડી જ નાખવો જોઈએ ના ?"

" પણ પડ્યા ઉપર પાટુ ?"

" પણ શું કરીએ ભાઈ ક્રોધ ચડે ત્યારે ?"

*

: ૧૦ :

## રમુને કેમ માર્યો ?

" રમુ, કેમ રડે છે ?"

" મારી બાએ માર્યો."

" શું કામ ?"

" કોણ જાણે; મને ખબર નથી."

" પણ કાંઈક હશે ને ?"

" મને તો એમ ને એમ, વાંક નો'તો ને માર્યો !"

" પણ કાંઈ તો બન્યું હશે ના ? કાંઈક તોફાન કર્યું હશે."

" તોફાન તો કોણ જાણે, પણ બા રાંધતી હતી ને મેં જઈને કીધું : 'બા, મારી ટોપી ક્યાં છે ?' બા સાણસીથી તાવડી લઈને ચૂલા ઉપર મૂકવા જતી હતી તે પડી ગઈ, તેથી ખિજાઈ ગઈ ને મને કહે: " રોયા આવા ને આવા કનડ્યા જ કરે છે ! આ લે તાવડી ફૂટી ગઈ ! હવે રોટલા શેણે કરશું ?' એમ કહીને મને ધબ્બો માર્યો."

*

: ૧૧ :

## રતુને કેમ મારે છે?

બા: "એલા, રતુને કેમ મારે છે?"

રમુ: "તું મને મારતી'તી એટલે."

*

: ૧૨ :

## બે રીતો

૧

કેમ બા, રમીને આવી કે? આજ શેની રમત રમ્યાં? લે જરા કામમાં મદદ કરીશ કે? આ એક એંઠવાડ પડ્યો છે તે તું કાઢ ત્યાં હું શાક સમારું; ને પછી આ ધોયેલાં કપડાં સંકેલી નાખ એટલે આપણે ફરવા જઇએ. આજ કાંઇ 'લેસન' આપ્યું છે? આજે વાળુ કરીને લેસન વહેલું કરી લેજે. પછી આપણે સવાર માટે દાળ વીણી કાઢશું. પહેલું લેસન કરી લે એટલે પછી નિરાંત.

૨

આ રખડીને આવી! કામ નહિ, કાજ નહિ ને દિ' આખો રખડ રખડ! લ્યો હવે એંઠવાડ કાઢો. આ સવારની સંજવારી પડી છે તે કોણ કાઢશે? આ લૂગડાં તો બધાં રખડે છે! જરાક ભેગાં કરીને તો મેલ. એક ભણતાં આવડ્યું છે, ને એક પટપટ જવાબ દેતાં આવડ્યું છે! ઈ મારે ભણતર નથી જો'તું. ભણીને ક્યાં રોટલો રળવો છે કે ભણાવવા જવું છે? જઇશ મા કાલથી ભણવા; ને જાવું હોય તો પહેલું કામ ને પછી ભણતર!

*

: ૧૩ :

## સંધ્યાટાણે

બાપા ગામમાંથી આવે છે. નાનાં બાળકો તેની ફરતાં વીંટળાઈ વળે છે.

"બાપા, શું લાવ્યા ? બાપા, શેરડી તો લાવ્યા છો ને ? બાપા, મારા સારુ ગરિયો લાવ્યા કે ?"

બાપા છત્રી-જોડા કોરે મૂકી પાઘડી ઉતારી બેસને છેડે બાંધેલું પોટકું છોડે છે. જમરૂખ ખાતાં ખાતાં છોકરાંનાં મોં મલકાય છે. નાનો રમુ ગરિયો લઈ રમવા દોડ્યો જાય છે. મોટો વિનુ નવી બાળપોથી ઝટપટ ઉઘાડી વાંચવા બેસે છે ને નાની બેન બાપાએ આણેલી ચોળી બાને બતાવવા રસોડામાં દોડે છે.

વાળુપાણી થયા પછી બા કહે છે: "ચાલો એલાં વાર્તા કહીએ."

નાની બેન વચ્ચે બેસે છે; બીજાં બધાં ફરતાં બેસે છે. બા વાર્તા શરૂ કરે છે:—

"એક હતો રાજા,

રોટલા તાજા,

ઘી થોડું,

માટલી ફોડું."

બધાં ખડખડ હસી પડે છે.

રસીલા કહે છે: "બા ! ઓલી 'કીસ્કી ડોશી'ની વાર્તા કહોને ?"

૨

બા ધીરેથી વાર્તા ઉપાડે છેઃ--

" એક હતી ડોશી. "

બધાં ઘડીકમાં ચૂપચાપ; બાની સામે બધાં એકીટસે જોઇ રહ્યાં છે. કોઇને મટકું ય મારવું ગમતું નથી. ડોશીનું શું થયું તે સૌ વિચાર કરે છે ત્યાં તો ડોશી ઢમ કરીને અવાજ કરી રાખ ઉડાડી ભાગે છે, ને છોકરાં બધાં ખડખડાટ હસી પડે છે. માને ખોળે આળોટે છે, ગળે બાઝે છે, ખંભે ચડે છે વાર્તાના મીઠા ઘેનમાં બાળકોની આંખો ઘેરાય છે ને એક પછી એક સૌ નિદ્રાને ખોળે ઢળે છે. ઊંઘતા ચહેરાઓ ઉપર પેલી વાર્તાની ગમ્મતનાં નિશાનો ચોખ્ખે-ચોખ્ખાં નજરે પડે છે.

*

: ૧૪ :

## વરસાદનો આનંદ

વરસાદ વરસે છે, નેવે પાણી માતાં નથી, ફળિયામાં પાણીનું તળાવ ભરાયું છે. ઘડીક ઝડપથી વરસે છે, ઘડીક મોળો પડે છે. ઘડીક તો વળી એવો ઝાપટે છે કે વાત કરો મા !

ભીખુઃ " બાપા ! હું અને નભુ નાવા પડીએ ? "

બાપાઃ " હા. જાઓ અને જરાક કૂદી આવો. "

બન્ને છલંગ મારીને કૂદ્યા. ત્યાં તો આજુબાજુનાં છોકરાં આવ્યાં અને બોલ્યાં:—

" આવરે વરસાદ, ઘેવરિયો પરસાદ,
ઊની ઊની રોટલી ને કારેલાંનું શાક.

આવરે વરસાદ, નેવલે પાણી,
નઠારી છોકરીને દેડકે તાણી. "

બધાં નેવા નીચે નહાયાં, ખાડે ખાડે કૂદી આવ્યાં, સામે પવને ચાલ્યાં, વરસાદ સામે દોડ્યાં, ખૂબ ને ખૂબ નહાયાં, ધરાયાં ત્યાં સુધી નહાયાં.

બાપા કહેઃ " અલ્યાં આવો હવે ટાઢ ચડી હશે. ઘરમાં જઈને સગડી પાસે બેસી જાઓ. "

બધાં આવીને સગડી પાસે બેસી ગયાં, ને એવી તો ટાઢ ઉડાડી કે પાછાં ગરમાગરમ – સગડી જેવાં ગરમ થઈ ગયાં.

વિજુ કહેઃ " બાપા, હું મોટો થઈશ ત્યારે મને ય નાવા જવા દેશો ને ? "

ચમન કહેઃ " બાપા, કાલે મારો વારો. "

વિષ્ણુ કહેઃ " આપણે તો વરસાદ પછી જ નીકળવાના. "

વરસાદની વાતો કેટલો ય વખત ચાલી. વરસાદની ને દેડકાંની ને પવનની ને નદીની ને કેટલી યે વાતો ચાલી. બાપાએ વરસાદનું મહાભારત સંભળાવ્યું.



: ૧૫ :

## એં....એં...એં...

૧

એં...એં....એં...
શું થયું ?
પડી ગઈ.

૨

એં...એં...એં...
શું થયું ?
છરી વાગી.

કયાંથી ?
હીંચકેથી
તે ?
લાગ્યું.
ચાલ ફરી ચડવું છે ?
હા.
ચાલ ત્યારે.
એક મોટો હીંચકો નાખો.

કયાંથી ?
શાક સુધારતો હતો
રોયા, ના નો'તી પડી ?
એં...એં...એં...
રડે છે શું ? હાથ કાપ્યો
છે ને લાજતો નથી ?
મૂકી દે છરી. જો કોઇ
દિ' લીધી છે તો !

૩

એં...એં...એં....
રોતો કેમ આવ્યો ?
રસુએ મને માર્યો.
હશે; રમતાં લાગીયે
જાય. એમાં શું ?

૪

એં...એં...એં...
રોતો કેમ આવ્યો ?
મનુએ મને પછાડ્યો.
એને પછાડવો'તો ને,
રોયા માલ વિનાના !

*

: ૧૬ :

## બાએ મને મારી

"ચંપાબેન, કંઇક રિસાયાં લાગો છો. બોલતાં કેમ નથી ?"

ચંપાબેન આનંદી છોકરી. શાળામાં આવતાંવેંત કહેશે: 'નમસ્કાર' પાસે આવીને બાઝી પડે. આંખમાં કેટલું ય હેત ભર્યું હોય.

આજે ચંપાબેન નીમાણાં થઈને એક કોર બેસી ગયાં હતાં.

"ચંપાબેન, કહો તો ખરાં શું થયું છે ?"

ચંપાબેન ગળગળાં થઈ ગયાં. હોઠ હલ્યા, મોઢું રાતું થઇ ગયું, આંખમાંથી આંસુ પડી ગયાં.

મેં ચંપાબેનને માથે હાથ હળવેથી ફેરવ્યો, ને પાસે બેસાર્યાં. "કહો જોઇએ ચંપાબેન ! શું કામ રુઓ છો ?"

"બાએ મને મારી."

"શું કામ માર્યાં ?"

"મારો વાંક નહોતો તો ય મને મારી."

"શું બન્યું હતું ?"

"મારો નાનો ભાઇ છે ને, એને તેડવાનું મને મન થયું ને હું ઘોડિયામાંથી એને તેડવા ગઇ ત્યાં ભાઈ રોવા લાગ્યો. દોડીને બા આવી ને કહે શું કામ રોવરાવ્યો ? એમ કરીને એક ધબ્બો માર્યો."

"હશે."

મારું મન ઘણું દુઃખાયું. મનમાં જ સમજી રહ્યો. ચંપાબેનને મારાથી કંઇ કહેવાય કે બાને કંઈ સમજણ નથી ?

*

: ૧૭ :

## કોણ ખોટાબોલું ?

"સમરથ કાકી, ચપટી ચણાનો લોટ છે કે ? મારી બાને કઢીમા નાખવો છે."

"બાપુ, લોટ તો કાલનો થઇ રહ્યો છે; એક ચપટીયે નથી."

લક્ષ્મી કહેઃ "બાડી, ઓલી પાલીમાં થોડોક પડ્યો છે ને!"

"રાંડ એટલો તો આપણે જોવેને? આજ કઢી શેણે કરાશે?"

"પણ ત્યારે નથી એમ શું કામ કીધું?"



: ૧૮ :

## એ બા, ધોવરાવને?

"એ બા, બા! હું પાયખાને જઈ આવ્યો છુંઃ ધોવરાવને?"

"હવે તે કેટલા દિ' ધોવરાવું? આવડો મોટો ઢાંઢો થયો તો યે હાથે ધોતાં ન આવડ્યું?"

"તું કહે તો મારી મેળાએ ધોઉં."

"શું કહું તારી હોળી? રોયા ધોતાં આવડે ત્યારેને?"

"પણ ધોવા ન દે, ને કેવી રીતે આવડે?"

"પણ આવડે તો ધોવા દઉંને?"

× × ×

આવી રકઝક કેટલીયે બાબતો ઉપર માબાપો ને બાળકો વચ્ચે ચાલે છે.

પ્રથમ માબાપો છોકરાને હાથે કામ કરવા દેતાં નથી, અને તેથી તેમને તેમનું કામ કરવું પડે છે. છોકરું મોટું થાય છે, ને કામ આવડ્યા વિનાનું રહે છે, માબાપને તેની બળતરા થાય છે. આપણને થાય છેઃ "છોકરું આવડું

મોટું થયું તોયે કામ કેમ ન આવડે ? ” પણ છોકરું મોટું થાય તેથી તેને કાંઈ કામ કર્યા વિના કામ આવડે ? નાનપણમાં બાળકને કશું કામ નહિ આવડે એમ ધારીને આપણે તેને કામ કરવા દેતાં નથી; મોટપણે કામ કરતાં આવડતું ન હોવાથી ખિજાઇએ છીએ. ખરી વાત એમ છે કે નાનપણથી જ આપણે તેને કામ કરવા દેવું જોઇએ. નાનપણમાં બાળકને બધું કામ આપણા જેવું સરસ અને બરાબર ન આવડે એ સાચું છે; પણ આપણે બધાં મોટાં થઇને જે બધું સારું અને ઝડપથી કરીએ છીએ તે બધું કાંઇ પહેલેથી જ થોડું આવડી ગયું છે ? એ તો ધીરે ધીરે કામ કરીને જ સારું કામ કરતાં આવડયું છે

હવે તો બા એના દીકરાને હાથે ધોવા દે તો જ થોડા દિવસમાં તેને બરાબર ધોતાં આવડશે.



: ૧૯ :

## તમે શું સમજો ?

“ બાળઉછેરની બાબતમાં તમે શું સમજો ? ખરો અનુભવ તો મને છે. ”

“ એમ ? ત્યારે કહો જોઇએ, તમે કેટલાં બાળકો ઉછેર્યાં છે ? ”

“ કેટલાં કેમ ! એક બે નહિ, પણ નવ ! ”

“ અને એમાંનાં કેટલાં ઊછર્યાં ? ”

“ બેસ્તો ! ”

: ૨૦ :

# રહેવા દેને ફૂધડી, રહેવા દેને !

મારા ઘર પાસે એક કોળણ રહેતી. એને એક દીકરી હતી; એનું નામ ફૂધી બપોર થાય ને થાકીપાકી કોળણ તૂટલીમૂટલી ખાટલીમાં આડે પડખે થાય માને બિચારીને જરાક આંખનું ઝેર ઉતારીને પાછું ખડ લેવા જવું હોય કે છાણ લેવા જવું હોય. ફૂધડીને ઊંઘ આવે નહિ. ફૂધડીને એવું શું કામ હોય ? એને તો આખો દિવસ રમવાનું હોય. મા ઝોકું ખાય ત્યાં રમતાં રમતાં વાસણ પછાડે. મા કહેશેઃ " રહેવા દેને ફૂધડી, રહેવા દેને ! "

ફૂધડી ઇ કામ છોડીને છાણાં થાપે. ત્યાં મા કહેશેઃ " રહેવા દેને ફૂધડી, રહેવા દેને ! "

ફૂધડી ઇ કામ છોડીને એકાદ ખીલો હાથ આવ્યો હોય તો ફળિયામાં બેઠી બેઠી ખોદે. મા કહેશેઃ " રહેવા દેને ફૂધડી, રહેવા દેને ! "

ફૂધડી ત્યાંથી ઊઠીને બારણાનાં બાયાં ઉપર ચડીને બારણું હલાવી હીંચકા ખાય. મા કહેશેઃ " રહેવા દેને ફૂધડી, રહેવા દેને ! "

ફૂધડી ત્યાંથી આઘે જઇને કાંકરા ઉડાડે. કાંકરા ખોરડા ઉપર પડે ને ખડખડાટ થાય. મા કહેશેઃ " રહેવા દેને ફૂધડી, રહેવા દેને ! "

મા બિચારી આંખો ચોળતી ચોળતી ઊઠે ને કહેશેઃ " આ ફૂધડી કંઇ છે ! લેજાવારે સૂવા ન દીધી ! "

મેં કહ્યુંઃ " પૂરીબાઈ ! આ ફૂધડી એમ કાંઈ સૂવા દે ?

તમારે ઊંઘવું જોઇએ એ સાચું, ને એને રમવું જોઇએ એયે સાચું. કાં તો બપોરે એને મારા ફળિયામાં મૂકી જજો; કાં તો એને બેચાર એવાં કામ આપો કે તમારે વારે વારે 'રહેવા દેને, રહેવા દેને !' કહેવું ન પડે. તમે બધુંય કરવાની ના પાડો ત્યારે ફૂધડીએ ક્યાં જવું ? પછી ફૂધડી જે તે કર્યા કરે ને તમને ઊંઘ ન આવે તો એમાં શી નવાઇ ? ફૂધડીને કહેવું કે “ બાપુ, જો હું સૂઇ જાઉં છું. હવે જો આ ઘઉંમાંથી કાંકરા વીણ, કે પણે આઘે બેઠી બેઠી મને ન સંભળાય એમ તારે રમવું હોય તો રમ. ” ફૂધડીને શું રમવું ને શું કરવું એ ચોક્કસ થતાં તેને નવરા રહેવું નહિ પડે. વારે વારે 'રહેવા દેને, રહેવા દેને !' નહિ થતું હોવાથી એને રમતનો આનંદ લીધા વિના કેટલી યે રમતો અને કામ પડતાં મૂકવાં નહિ પડે. તમે લેજાવાર સુખેથી પડ્યા રહી શકશો, અને ફૂધડીને રમવાનું મળશે એટલે તે ગડબડ નહિ કરે. તમને આરામ મળશે. અને ફૂધડીને શેર લોહી ચડશે.”

બીજે દિવસથી પૂરી કોળણના મોંમાંથી “ રહેવા દેને, રહેવા દેને !” શબ્દો ન નીકળ્યા. ફૂધડી બારણું ચૂ*ડચૂકડ નહોતી કરતી, મા ખાટલામાં પડી પડી મીઠી ઊંઘ લેતી હતી ને છોકરી આઘા ખૂણામાં કંઈક શાંત રમત રમતી હતી.



: ૨૧ :

## બધું ય ભાવવું જોઇએ

“ લે, સામું જોઇને બેઠો છે શું ? આ રોજની પંચાત. દાળ કરીએ તો કહેશે શાક ભાવે છે, ને શાક કરીએ તો કહેશે દાળ ભાવે છે. એમાં ભાવવું’તું શું. બધું ય ભાવે !”

"પણ આ તીખું ભાવે નહિ એનું શું ?"

"એટલું બધું તીખું ક્યાં છે ?"

"લે, ચાખી જો જરા કેવું તીખું છે ?"

"ઊઠ ઊભો થા ! જો સામું બોલવા શીખ્યો છે ! આવાં રૂપાળાં દાળભાત દસ વાગ્યામાં તૈયાર કરી આપીએ છીએ, ત્યારે ભાઇને ભાવતું નથી ! કો'ક બીજી મા હોત તો ખબર પડત !"

"હું તો એમ કહું છું કે આ જરા તીખું લાગે છે ને આ કારેલાનું શાક નથી ભાવતું."

"આ કોઇને તીખું નથી લાગતું ને તને તીખું લાગે છે ? કારેલાં ય ખાવાં પડે; રાંધ્યું હોય તે કાંઈ નાખી દેવાય ?"

મોહન બિચારો ધીમે ધીમે શાક ને રોટલી ખાય છે. તીખી દાળમાં જરા જરા હાથ બોળે છે. બા ચિડાય છે ને કહે છે: "દસ વરસનો ઢાંઢો થયો તો યે દાળ ખાતાં આવડે છે ? ખાશે તો કાં તો આંગળી નહિ બોળે ને કાં તો રગેડા ઉતારશે ! સવિતાબેન, આ જુઓ તો ખરાં ! કહે છે કે આ ખાવાનું નથી ભાવતું. ત્યારે મારે નિતનવા મેવા ક્યાંથી લાવવા ?"

"હશે બેન, છોકરું છે. ખાતી વખત શું કામ રોવરાવો છો ?"

"એ તો એને હેવા પડ્યા છે ! રોજ કહેશે નથી ભાવતું. શું માણસ સોનું કાપીને ખાતાં હશે ?"

"માશી ! તમે ચાખો જોઇએ; આ દાળ તીખી છે કે નહિ ?"

" લે રાખ રોયા, અકારાં કર મા ! "

મોહનને માથે ભારે થઇ. એક તો દાળ તીખી, શાક કડવું ને વધારામાં માની ગાળો ! બિચારાને ખાવું ક્યાંથી ભાવે ?



: ૨૨ :

## આબાદબેનના બૂટ

દેવમંદિરમાં આબાદબેનના બૂટ ખોવાયા. આબાદબેને શાંતિથી કહ્યું: " મારા બૂટ ખોવાઈ ગયા. "

મેં કહ્યું: " કંઈ હરકત નહિ. "

પછી બૂટ ક્યાં મૂક્યા હતા તેની તજવીજ કરીને ક્યાં મૂક્યા હોત તો ન ખોવાત તેની વાતો કરી મંદિરની બહાર ગયાં.

નર્મદાબેને રસ્તામાં આબાદબેનને કહ્યું : " કાંઇ ચિંતા કરશો મા. એ તો ખોવાય. "

આબાદબેનનું હૃદય જરા યે ધડકતું ન હતું. તે રડ્યાં નહિ એટલું જ નહિ પણ સૌની સાથે એટલા જ આનંદથી ચાલવા ને દોડવા લાગ્યાં.

સાધારણ રીતે આવા પ્રસંગે બાળક રડી પડે છે, પણ આબાદબેન ન રડ્યાં. હું એનું કારણ વિચારતો ચાલ્યો.

વખત બહુ થઈ ગયો હતો. અમે સૌ આબાદબેનને ઘેર મૂકવા ગયાં. અમે ત્યાં પહોચ્યાં તે પહેલાં તો બચુભાઇએ જઇને કહ્યું: " આબાદબેનના બૂટ ખોવાયા. "

તેમનાં માશીબા પિલાંમાયજીએ કહ્યું: "ક્યાં ખોવાયા?"

બચુભાઈ કહે: "દર્શન કરવા ગયાં હતાં ત્યાં, જશોનાથમાં."

પિલાંમાયજી કહે: "હશે, આવો બાપ! તેમાં શું થઈ ગયું?"

એટલામાં હું નજીક પહોંચી ગયો. મેં જઈને કહ્યું: "અમારે અમારાં બાલમંદિરનાં બાળકોનાં માબાપ ને સગાવહાલાં આવાં જ જોઈએ છીએ."

પિલાંમાયજીએ કહ્યું: "બૂટની કાંઈ ચિંતા નથી. હું મારાં ભુલકાને સુખી ભાળું તો બસ!"

આમ બોલી પિલાંમાયજીએ આબાદબેનની છાતી ઉપર હાથ મૂકી તેને પોતાની પાસે ખેંચી પ્યાર કર્યો.

આબાદબેન રસ્તામાં શા સારુ રડ્યાં ન હતાં તેનું કારણ હું સમજી ગયો. આબાદબેનને અનુભવ નહિ થયો હોય કે ભૂલથી કંઈ ખોવાઈ જાય તો ઠપકો મળે, અને માર પડે. કશું ખોઈને આવનાર બીજા બાળકના મનની સ્થિતિનો આબાદબેનને ખ્યાલ જ નહિ હોય. એને માટે ધન્યવાદ કોને ઘટે? તેમનાં માતાપિતા ને માશીબાને જ તો!

બીજી માશી કે બા હોત તો જોડા તો ખોવાયા જ હતા, પણ ઊલટું વધારામાં આબાદબેનને મારના જોડા આપત.

પણ માબાપ જરા સમજુ હોય ત્યાં?

*

: ૨૩ :

## રોવાથી વીંછી નહિ ઊતરે

"ઓય વોય મરી ગયો રે! કરડી ખાધોરે, કરડી ખાધો!"

"છે શું, રોયા! દોડાદોડ કરે છે તે ભસ તો ખરો!"

"ઓય વોય મરી ગયો રે, મરી ગયો!"

"છે રોયો! ભસતો યે નથી."

"એ એને વીંછી કરડ્યો એટલે રોવે છે."

"તે જાય નહિ આંઘે! રોયાને ના પાડી'તી કે ત્યાં ઓલ્યા છોકરાઓ ભેળો રમવા જઈશ મા. રોયાને માનવું હોય ત્યારે ના?"

"ઓય વોયરે! ઓય, ઓય, ઓય!"

"રો, રો. હું તો આ બેઠી."

"કેમ અલ્યા, શેના ઘાંટા કાઢે છે? ગામ ગાંડું કર્યું."

"વીંછી કરડ્યો છે, વીંછી."

"તે કરડે જ તો? મેં પણ કહ્યું હતું કે ત્યાં નથી જવું."

"પણ આ છોકરો રડે છે, ને એને પીડા થાય છે, એનું તો કંઇક કરો!"

"છો રડે; એ જ લાગનો છે!"

શામજી ડોશા પડોશમાંથી આવ્યા : એલા કોઇને લાગણીબાગણી છે કે? આ છોકરો રાડો નાખે છે, એને વીંછી કરડ્યો છે, ને માબાપ તો ટગરટગર જોવે છે!"

"તે દાદાજી, ઇ રોયાને કયાં નથી જાણતા? રોયો

ઘડીયે જંપીને બેસેતો કે ? આખો દિ’ હેઠો બેસતો નથી અત્યારે રાતે ય ત્યાં અંધારામાં શું દાટયું હતું તે ગયો હતો ?”

“હશે હવે. કાંઈક દવા તો કરો, છોકરાને પાસે તો બોલાવો ! જરાક દયા રાખો.”

“તે તમારે બહુ ડહાપણ ન કરવું. છોકરો તો અમારો છે ને ? અમે એને છાનો રાખશું.”

એલા મૂંગો મરે છે કે ? હમણાં ઉતારવાવાળા પાસે લઇ જાઉં છું; ભેંકડો શું તાણે છે, ભેંકડો !”

“ઓય વોય, ઓય વોય !”

“હળવો રો હળવો; ત્યાં રોવાથી વીંછી નહિ ઊતરે!”



: ૨૪ :

## ચમચાનો કજિયો

“આ બચુડી આજ કજિયો કેમ કરે છે ?”

“બાઇ બચુડી તો બચુડી છે ! ઇ મીઠું મીઠું બોલે ત્યાં સુધી; વટકી તો પછી થઇ રહ્યું.”

“ઊં ઊં ઊં.”

“શું છે બચુડી ? શું છે બાપા ?”

“ઊં ઊં ઊં.”

“એમ ઈ નઇં બોલે. એમ તો ઉનાની બોલી કોરની છે.”

“બચુ બાપા, શું છે ? શું જોવે છે ?”

"ઊં...ઊં...ઊં"

"હવે છાની રહે છે કે"

"ઊં...ઊં...ઊં."

"એમ ઈ કાંઈ છાની રે'શે ? એમ તો છોકરાં બમણાં થાય."

"જોઉં ફરી પૂછવા દે શું છે. બચુબેન, શું છે ? આવો મારી પાસે આવો; મને કહો જોઈએ ?"

"ઊં...ઊં...ઊં, ટમટો..."

"ટમટો ? 'ટમટો' શું બેન ?"

"ટમટો...અમાલો...ટમટો."

"ભઈ, આ શું માગે છે ?"

"ચમચાની સળગી છે."

"લ્યો આ ચમચો. આ જોવે છે ?"

"નહિ એમ નહિ."

"ત્યારે ?"

"એમાં એમ છે કે મેં ચમચો મગાવ્યો ને બળુ લઈ આવી એટલે હવે બચુ કજિયો કરે છે."

"ત્યારે એમ કહોને ! બચુબેન, તમારે ચમચો લાવવો હતો ?"

"હં... અં"

"તે લાવોને, ના કોણ પાડે છે ! લ્યો હું ચમચો હતો ત્યાં પાછો મૂકી દઉં; બસ ! હવે લાવો જોઈએ ?"

બચુ: "બા, લે આ ટમટો. ટાલે જોવે છે ને ?"

બચુબેન રડતાં રહી ગયાં ને ચમચો આપી રાજી થયાં.

*

: ૨૫ :

## ઘડિયાળ ઉઘાડી દ્યોને ?

૧

"બાપા, આ ઘડિયાળ ઉઘાડી આપોને ?"

"પણ તારા હાથમાં ઘડિયાળ નહિ આપું હો; વખતે પડે તો તૂટી જાય."

"ભલે, તમારા હાથમાં રાખજો. મને એનાં ચક્કર દેખાડજો, હો કે."

પણ ટીકુ જેમ આંગળી નહિ અડાડાય હો. આંગળી વડે તો ચક્કર બગડે."

"હો, ભાઈ હો. આંગળી નહિ અડાડીએ. હું કાંઈ ટીકુ જેવડો છું ?"

"પણ થોડીક જ વાર દેખાડીશ. વધારે વાર ઉઘાડી રહે તો એમાં કચરો પડે."

"કબૂલ. મારે જરીક જ વાર જોવું છે."

"ઠીક, જરાક ઉભો રહે; આ કાગળ લખી લઉં. તું છરી લઈ આવ."

"લ્યો આ છરી લાવ્યો. હવે ઉઘાડો."

"જો જરા આઘો ઊભો રહેઃ બરાબર અજવાળું આવવા દે."

"લ્યો આઘો ઊભો રહ્યો."

"લ્યો જુઓ. જોયાં આ ચક્કર ? કેવાં કટકટ ચાલે છે ? જો ઓલ્યું નાનું ચક્કર કેવું ઝટ ઝટ ચાલે છે ? જો તો,

ધારી ધારીને જો. બસ ! જોઇ લીધું ? ચાલો હવે બંધ કરીએ. મારે હવે કામ છે.”

“ ઠીક ત્યારે. બાપા, કાલે બતાવશો કે ? ”

“ કાલની વાત કાલે. ”

“ વારુ. ”

૨

“ બાપા, આ ઘડિયાળ ઉઘાડી આપોને ? ”

“ ના, એ ઘડિયાળ ન ઉઘાડાય ”

“ પણ એ ઉઘાડાય તો છે કાલે તમે નો’તા ઉઘાડતા ? ”

“ પણ તને એ ઉઘાડીને ન અપાય. ”

“ પણ હું બગાડીશ નહિ; ટીકુ જેમ એમાં હું આંગળી નહિ અડાડું. ”

“ પણ ઉઘાડીએ તો એમાં કચરો પડે. ”

“ પણ જરાક જોઇને જ બંધ કરી દઇશ. ”

“ પણ તારા હાથમાંથી પડી જાય તો તૂટી જાયના ? ”

“ પણ બાપા, તમારા હાથમાં રાખીને ઉઘાડી બતાવો; પછી છે કાંઈ ? ”

“ પણ હમણાં મારે કામ છે. પછી આવજે ”

“ પણ એક જરાક જ વાર લાગશે. આમ બોલશો ત્યાં તો ઘડિયાળ ઉઘાડીને બંધ પણ કરી શકાશે. મારે એનાં ચક્કર જ જોવાં છે.”

“ પણ છરી જ કયાં છે ? ને હવે જાને, અત્યારે કનડતો ! ”

"લ્યો છરી રસોડામાંથી લઇ આવું. લ્યો આ લાવ્યો."

"લે હવે કોરે ખશ, હું નવરો નથી. જા કાલે ઉઘાડી દઇશ."

"પણ બાપા, ઉઘાડી આપોને ? જરાક વાર લાગશે."

"ઠીક લે, જા, હવે એક વાર ઉઘાડી આપું છું. લે ઝટ જોઇ લે જોઇએ."



: ૨૬ :

## નંદુબા કેમ મનાણાં

"એલા, આ ખૂણામાં રિસાઈને કોણ બેઠું છે ? આ તો નંદુબા, ખરું કે ? શું થયું બેન ?"

"એ એને વતાવશો મા. આજ તો ભૂખી ને ભૂખી સૂઇ રહેવા દ્યો. એ રોજ ઉઠીને ચાળા કરે તે કેમ પાલવે ?"

"શું છે ?"

"આ અત્યારે કઢી નથી કરી તો કે કઢી દે. મારે કયાંથી કાઢવી ? બે દિ' પહેલાં તાવે હમહમતી હતી ને કહે છાશ દે. હું દઉં તો તમે જ વઢોના ?"

"નંદુ, ચાલ જોઇએ ! મારી સાથે ખાવા બેસીશ કે ?

"એં..એં..."

"ચાલો ભાઇ, પીરસવા માંડો. જમની, તું અહીં બેસ. રઘુ, તું પણે સામે બેસ. છોટુ, તું મારી સામે બેસ."

બધાં જમવા બેસી ગયાં.

"એલા આજે ખીચડી તો સરસ થઇ છે ! ને આ શાક તો ગળ્યું મજાનું લાગે છે !"

નંદુ ખૂણામાંથી ઊં ઊં કરતી ઊભી થાય છે. છોકરાંઓ નંદુ સામે જોવા લાગે છે. બાપુ નિશાની કરે છેઃ "ચૂપ! સામે કોઇ જોશો નહિ."

બાપુઃ "જુઓ આજે તો રસ્તામાં ભારે ગમ્મત થઈ. કાલે તાબૂત નીકળવાનો છે ના, તે આજે..."

છોટુઃ "આજે રાતે તાબૂતનું સરઘસ નીકળશે? આપણે જોવા જશું?"

જમનીઃ "બાપુ. ચાલોને જોવા જઈએ."

નંદુ નાકઆંખ લૂછતી લૂછતી પાસે આવી પહોંચી હતી.

બાપુઃ "તમે બધાં કહેતાં હો તો જઈએ."

નંદુઃ "બાપુ મારે ય આવવું છે."

બાપુઃ "ઠીક, ત્યારે ચાલ ઝટઝટ ખાઇ લે. ચાલ પછી બધાં સારાકાકાની દુકાને જઇને બેસીએ. તું ત્યાં ગાદી ઉપર ઊંઘી જજે. તાબૂત આવશે ત્યારે જગાડીશ."

નંદુઃ "બા! મને જરાક શાક આપને; બહુ સારું લાગે છે."

*

: ૨૭ :

## મોટો શંખ!

"મોટો શંખ! આવડો મોટો ઢાંઢો થયો છે ને રોવે છે શું? જો ભણ્યો છે ચાર ચોપડી! આપી દે એને તારી પિસ્તોલ."

"તે હું મારી પિસ્તોલ શેની આપું? ગામમાંથી મેં મારા આઠ આનામાંથી પિસ્તોલ લીધી ને એણે ફુગ્ગા લીધા.

ફુગ્ગા ફૂટી ગયા એટલે કહે છે કે 'લાવ હવે પિસ્તોલ."

"પણ તું તો મોટો છે ને ઈ કાંઇ સમજે છે ?"

"તે મોટો થયો તે પિસ્તોલ આપી દેવા ? હું તો કાંઈ નથી આપતો; ભલે ઇ રોવે. મારી પિસ્તોલ શેની આપું ?"

"જો મોટો ઢાંઢો થયો છે! મૂરખ, ગધેડો! એલી બચી, તારા ફુગ્ગા તેં તોડી નાખ્યા ને હવે એની પિસ્તોલ શેની માગે છે ? એમ કોઇ કોઇનું આપી દે ? તારે રોવું હોય તો રો, નીકર રે'વા દે. જીનુ તને પિસ્તોલ નહિ આપે."

આણી કોર જીનુ રોવે, આણી કોર બચી રોવે.

બા આવી. 'શું છે એલા જીનુ ? શું છે બચી ? કેમ રડો છો ?"

"મને પિસ્તોલ નથી આપતો."

"તે શેનો આપું ?"

"ઊભાં રહો, ઉભાં રહો; જુઓ સારીકાકીએ સવારે દારૂખાનું મોકલ્યું છે એના આપણે ભાગ પાડીએ."

નભુ ને ચંદુ દોડતાં આવ્યાં; બચી ને જીનુ હળવે હળવે આંસુ લોતાં આવ્યાં.

"ઊભાં રહો. હારબંધ બેસી જાઓ. કહો ભાઈ, આ બે બાકસ નભુનાં, બે ચંદુનાં, બે બચીનાં ને બે જીનુનાં. આ બે બે ફૂલખરણી; આ બે બે પેટીઓ. અને હવે એક આ પિસ્તોલના ફટાકિયાની પેટી છે તે..."

જીનુ : "મને આપ."

બા : "તારી પિસ્તોલ મને આપ. હું સૌને ફટાકિયા

વહેંચી આપું; પછી સૌ તારી પિસ્તોલે વારાફરતી ફટાકિયા ફોડે. બચી, તારે એવી પિસ્તોલ જોવે છે ?"

"હા, મારે જોવે છે પણ જીનુભાઈ નથી આપતો."

"લે હવે ફટાકિયા ફોડવા આપશે. પણ એમાં કાંઈ રોઇને લેવાય ? જોતી હોય તો માગવી ને પાછી આપી દેવી. સૌ સૌનું પાસે રાખે ના ? તું કેમ તારા ફુગ્ગા સાચવતી હતી ?"

*

: ૨૮ :

## ઇ વળી ઢોંગ શા ?

બાપા કહેઃ "એલા લખુડા, માન છે કે નહિ ? ઇ વળી ઢોંગ શા ? મારે તો આ થાળી જોઇએ, ને આ વાટકી જોઈએ, ને આ જ પાટલો જોઇએ, ને આમ જ કરવું, ને તેમ જ કરવું ?"

લખુડો કહેઃ "એં... એં... એં...તાલે માલે નથી ખાવું."

બાપા કહેઃ "ન ખાવું હોય તો રેવા દે. ચાલ આપીશ નહિ એને કંઈ ખાવા. ઈ મારે ન જોઇએ. એક વાર ભૂખ્યો સૂવા દે એટલે એની મેળાએ પાંશરો દોર !"

બા કહેઃ "એમ કાંઇ છોકરાને ભૂખ્યો સુવાડાય છે ? મારો તો માનો જીવ છેને ?"

બાપા કહેઃ "ભાળ્યો માનો જીવ. આ એમ જ છોકરાને બગાડે છે. છોકરો એથી જ સાવ બગડી ગયો છે."

બા કહેઃ "બગડી તો કાંઇ નથી ગયો. છોકરું છે તે

હઠે ચડે. આપણાથી કંઇ એના જેવડા થઇને ઊભાં રહે-
વાય છે ?”

બાપા કહેઃ “ત્યારે તું માથું ફૂટ. હું તો મારે આ
બહાર ચાલ્યો.”

બા કહેઃ “ઇ તો મારે જ પડી હોય ના ? મા જનેતાથી
ક્યાં જવાય ?”

“બાપુ લખુ રો મા. ઓલી તારી ધોળી ધોળી વાટકી
જોવે છે ના ?”

“માલે ઈ વાટકી જોવે છે. ઈ આપ તો ખાઉં; નિકલ
નથી ખાવું, જા.”

“પણ બાપા, ઇ વાટકી તો ક્યાંય જડતી નથી. જો
પણે ઘોડા ઉપર નથી, પાણિયારે નથી, રસોડામાં નથી,
ક્યાંક નથી. ચાલ જોઇએ આપણે ગોતીએ.”

“એં...એં...માલી ઘોલી ઘોલી વાટકી !”

“માળું વાટકી હતી તો સારી. ક્યાં ગઇ હશે ? ચાલ
તો પણે ડામચિયા નીચે જોઇએ ? અરે અહીં પણ નથી
ક્યાંક ખોવાઇ ગઇ લાગે છે. કોણ જાણે આપણી કામવાળી
લઈ ગઇ હોય તો લખુ. આપણે જકલભાઇને કાલે પૂછી
જોશું કે તમે વાટકી લઈ ગયાં છો ? જકલભાઇને કે'શું કે
તમારે લખુભાઇને પૂછ્યા વિના વાટકી ક્યાંક ન લઈ જવી.”

“તાલે અતાલે માલે દુધ શેમાં લેવું ?”

“લે, આ પ્યાલામાં લે.”

*

: ૨૯ :

## નિશાળે ન જવામાટે

૧

અમારી સાથે એક પ્રાગલો નામનો છોકરો ભણતો હતો. એને નિશાળ કડવી ઝેર જેવી લાગે. બાપ પરાણે ભણવા મોકલે એટલે ગયા વિના છૂટકો નહિ. પ્રાગલે છૂટવાનો રસ્તો શોધી કાઢયો.

એક દિવસ ઘાસલેટ પીધું. આખે ડીલે પરસેવો પરસેવો ! દોડાદોડ થઇ રહી. એક સીસો ભરી ઘાસલેટ પી ગયો હતો; મરતો મરતો બચ્યો.

બધા કહે : "એલા ! ઘાસલેટ શું કામ પીધું ?"

પ્રાગલો કહે : "નિશાળે ન જવા માટે."

૨

કાળિયાને પણ નિશાળે જતાં ટાઢ વાય. આમ ભલો છોકરો; રજા હોય ત્યારે સોળ કળાનો પણ જયાં નિશાળનું નામ પડયું ત્યાં અંગેઅંગ ઢીલાં ! ન જાય તો માસ્તર ટાંગાટોળી કરી ઉપાડે.

કાળિયે નિશાળે ન જવાની યુકિત શોધી કાઢી.

નિશાળનો વખત થાય એટલે પાટી–દફતર લઇ ગામ બહાર ભાગી જાય. નદીએ જાય, તળાવે જાય; આખો દહાડો રખડી સાંજે ઘેર આવે.

માસ્તર કહે : "ઓલ્યા કાળિયાને ટાંગાટોળી કરી લઇ આવો."

કાળિયો તો ભાગી ગયો હોય ! હાથ કયાંથી આવે ?

ગામને પાદર કુંભારવાડો હતો. ત્યાં એક નાની કૂઇ હતી. કૂઇએ જઇને કાળિયો સંતાયો.

અમે ફરતા ફરતા ત્યાં આવ્યા કાળિયો રાડેરાડ નાખે: “એ કુંભારકાકી, એ કુંભારકાકી ! આ છોકરા મને લઇ જાય છે. છોડાવો રે છોડાવો !”

કુંભાર કહે : “એલા, ત્યાં કૂઇમાં શું કામ સંતાણો’તો ?”

“આ છોકરા મને નિશાળે ન લઇ જાય માટે.”

૩

થોડા વખત પહેલાં અમેરિકામાં એક નિશાળ સળગી ગઇ. કેટલાં યે નાનાં બાળકો બળી મૂવાં.

નિશાળ કેમ કરતાં સળગી ?

એક છોકરીએ સળગાવી.

શા માટે ?

છોકરીને નિશાળે જવું ન ગમે. છોકરીએ નિશાળે ન જવાનાં ઘણાં બહાના કાઢ્યાં; એકે ન ચાલ્યું. માંદી પડે તો નકામું ગયું; કજિયો કર્યો, નકામો; પાછી હઠી, નકામું ગયું.

છોકરીને થયું : “આ નિશાળ છે તો જવું પડે ના ?” બીજે દિવસે ઘાસલેટનું પોતું લઇ નિશાળમાં આગ મૂકી; નિશાળ બળી ગઇ !

છોકરીને પોલીસોએ પકડી ને તેના ઉપર કેસ ચાલ્યો.

ન્યાયાધીશે પૂછ્યું : “નિશાળ કેમ બાળી ?”

છોકરી કહે: “મારા બાપા પરાણે નિશાળે ભણવા મૂકતા હતા, ને મારે જવું ન હતું માટે.”

* *

નિશાળે ન જવા માટે પ્રાગલે ઘાસલેટ પીધું, કાળિયો કુંભારની કૂઈમાં સંતાયો, ને અમેરિકાની છોકરીએ સમૂળગી શાળા જ બાળી !

ત્રણે સાચા બનાવો. બે આપણા દેશના, ને ત્રીજો પર-દેશનો.

સામે થવામાં બળાબળનો તફાવત સ્પષ્ટ અને સહજ છે. આથી નબળી રીતે તો કેટલાયે ક્ષીણપ્રાણ છોકરાંઓ શાળા સામેનો પોતાનો વિરોધ રાખીને શાળાએ જાય છે, ને બહારથી શાંતિથી બેસે છે.

બાળકો માટે નિશાળોએ વધારે પ્રતિષ્ઠા મેળવવી નહિ જોઈએ ? પણ એમ લાંચ–રુશ્વતથી પ્રતિષ્ઠા મેળવ્યે પણ શો ફાયદો ?



## ના પાડે છે

૧

મને ગલૂડિયું રમાડવું બહુ ગમે છે પણ બા કહે છે: “આપણે ગલૂડિયું ન રમાડાય.”

મને મંછા સાથે રમવું બહુ ગમે છે પણ બાપા કહે છે: “આપણે મંછા સાથે ન રમાય.”

મને શાક સુધારવું બહુ ગમે છે પણ મોટી બેન કહે છે: “તારાથી શાક ન સુધારાય.”

મને જોડા ગોઠવવા બહુ ગમે છે પણ ગોઠવવા જાઉં ત્યારે કાકા કહે છે: “આપણે જોડા ન ગોઠવાય.”

૨

હું ગલૂડિયે રમતો હતો. બા કહેઃ “ એની સાથે ન રમ; એ કરડકણું છે. ”

હું મંછા ભેગો રમતો હતો. બાપા મને કહેઃ “ હમણાં એની ભેગો ન રમ; એને ખસ થઇ છે. ”

હું શાક સુધારવા જતો હતો મોટી બેન કહેઃ “ એ છરીએ ન સુધારતો; એ તાજી સજાવેલી છે. ”

હું જોડા ગોઠવવા બેઠો. કાકા કહેઃ “ હમણાં ન ગોઠવતો; નહાતી વખતે ગોઠવજે. ”

*

: ૩૧ :

## બાપુ પાસે જવું છે

નાના કાકાઃ “ભઈ, હવે રાગડો તાણતો રહીશ ? ત્યાં તને તે કાંઇ કચેરીમાં લઇ જવાય કે ? ત્યાં કચેરીમાં છોકરાંનું શું દાટયું હોય ? ”

“ એં...એં...એં...મારે બાપુ પાસે જાવું છે. એં... એં....એં...! ”

નાના કાકાઃ “ છાનો રે'છે કે નહિ ? હું વાંચું છું તે મને ગડગડ થાય છે. ચુપ ! ”

નાની કાકીઃ “ એમ એને ન થાય. છોકરું છે તે રડે. ભઈજી સાથે લઈ ગયા હોત તો શું થાત ? ત્યાં બેઠું બેઠું રમત. ”

“ લે રાખ, બહુ ડહાપણ છે તે. ”

" બાપુ રમણ ! આમ આવ, પેંડો આપું. "

" મારે પેંડો નથી ખાવો. મારે બાપુ પાસે જાવું છે. એં...એં... એં....! "

" ઇ એમ માને એવો નથી. એમ તો ઊંધી ખોપરીનો છે. કેમ અલ્યા મૂંગો રે'છે કે નહિ ? આ લાકડી લીધી સમજજે. ત્યાં મારા આગળ નહિ ચાલે. ઇ બધું તારી બા ને બાપા આગળ ચાલે."

રમણ રડે છે, વધારે રડે છે, ભેંકડો તાણીને રડે છે

કાકી: " તમે એમ કરો મા. તમારી ભાભી હમણાં આવશે તો વળી કે'શે કે છોકરાને ઘઘલાવે છે. બાપુ રમણ ! આમ આવ, આપણે ઘઉં વીણીએ. લે હું તને કાંકરા દેતી જાઉં. "

રમણ : " એં...એં...એં...મારે બાપુ પાસે જાવું છે. એં...એં...એં... "

રમણ પગ પછાડે છે. ત્યાં બા આવે છે. " શું કામ રડે છે, બેટા ? "

" બાપુ પાસે જાવું છે. મને હારે ન લઇ ગ્યા. મારે જાવું છે. એં...એં...એં... "

" તે તારા બાપુ કચેરીમાં કયારે ગયા ? "

" હમણાં ગ્યા. મારે ત્યાં જાવું છે. એં... "

" પણ રમણ ! આપણે તો માશીને ત્યાં જવું છેને ? માશીને આપણે નો'તું કીધું કે અમે તમારે ત્યા આવશું ? ચાલ, ઝટઝટ લૂગડાં પહેરી લે; આપણે જઇએ. "

" એં...એં...એં...અમારે આ ચોરણી નથી પે'રવી, ઓલી પે'રવી છે. એં.... "

"ઠીક ઇ પહેરાવું. ઓલી ટોપી પહેરીશ કે આ ?"

"આ."

"ઠીક, ઈ લે. લ્યો ચાલો હવે આપણે માશીને ત્યાં ઊપડીએ."

"બા, રસ્તામાં કચેરી આવે છે કે નહિ ?"

"હા હા, આવે છે તો ખરી. આઘેથી હું તને તારા બાપુ કયાં બેસે છે તે બતાવીશ."

*

: ૩૨ :

## કોનું માનવું ?

બાપા કહે છેઃ "વહેલા ઊઠવું; વહેલા ઊઠયે અક્કલ વધે."

બા કહે છેઃ "ઊંઘ પૂરી થાય ત્યારે ઊઠવું; વહેલાં ઊઠયે ઊંઘ બગડે, દિ' બગડે."

બાપા કહે છેઃ "થોડું ખાવું; ખૂબ ખાવાથી આળસ વધે."

બા કહે છેઃ "ભાવે એટલું જ ખાવું; ભૂખ હોય તો જ ખાવું."

બાપા કહે છેઃ "એક જ વાર કળશે જવું; સવારમાં જ જવું."

બા કહે છેઃ "લાગે ત્યારે જવું; રોકી રાખવું નહિ."

બાપા કહે છેઃ "બપોર વચ્ચે ઊંઘવું નહિ; ઈ ટેવ ખરાબ."

બા કહે છે. "ઊંઘ આવે તો ઊંઘવું; ન આવે તો નહિ."

*

: ૩૩ :

## સૂડી વચ્ચે સોપારી

બાઃ "કેમ અલ્યા સોપારીનો કટકો નાખી દે છે કે નહિ? અત્યારથી એ હેવા શા સારા?"

બાપાઃ "ખાવા દેને! એમાં શું બગડી જાય છે?"

બાઃ "સરખો બેશ, પલોંઠી વાળીને. આ શું ઊંધા ગૂડા નાખીને બેઠો છે?"

બાપાઃ "એમ બેસે તો ય સરખું ને આમ બેસે તો ય સરખું. એમાં સરખું શું બેસવું'તું?"

બાઃ 'આમ સરખો સૂને! ચત્તોપાટ શું સૂતો છે?"

બાપાઃ "પડખે સૂવે તો યે ઠીક ને ચત્તો સૂવે તો યે ઠીક. પડવું હોય એમ પડવા દેને?"

બાઃ "એલા જમણે હાથે ખા, જમણે હાથે. ડાબો હાથ કયાં લીધો?"

બાપાઃ "ડાબો યે સરખો ને જમણો યે સરખો. ખાવા દેને જે હાથે ખાવું હોય તે! એમાં કયાં કાંઈ બગડી જાય છે?"

*

: ૩૪ :

## શું કામ નથી માનતો

૧

"ચંદુ, પાણી લાવને?"

ચંદુ મૂંઝાઇ ને ઊભો રહ્યો.

"ચંદુ, સાંભળતો નથી? પાણી લાવવાનું કહ્યું તે?"

ચંદુ ઊભો ઊભો જોઈ રહ્યો.

"ચંદુ, જતો નથી કે ? રોઝ જેમ ઊભો છે શું ?"

ચંદુ ઘરમાં જઈ પાછો આવ્યો.

"ચંદુ, પાણી ન લાવ્યો કે ? માન્યું નહિ કે ?"

ચંદુ કહેઃ "બાપુ, નાની માટલી ફૂટી ગઈ છે; પાણિયારે હું અંબાઈ શકતો નથી; બા કળશે ગઈ છે."

૨

"રમુ, તારું રમકડું રામુને દે જોઈએ ?"

રમુ વિચાર કરતો ઊભો રહ્યો.

"લે ઝટ લાવ તો ? બાલુ કજિયો કરે છે, એને છાનો રાખીએ."

રમુ કંઈ બોલ્યો નહિ; ઊભો રહ્યો.

"અરે ! રમુ, રમકડું લાવે છે કે નહિ ? ઝટ લાવ. બાલુ રડે છે; જોતો નથી ?"

રમુ ઘરમાં જઈ બેસી રહ્યો.

બાપુએ સાદ પાડ્યો : "રમુ, ક્યાં ગયો ? લાવ્યો કે ? નથી દેવું ? દઈ દે. માને છે કે નહિ ?"

રમુ આવ્યો નહિ. બાપુ ચિડાયાઃ "રમુડા, આમ આવ; રમકડું લાવ !"

રમુ કહેઃ "મારી બાએ એને દેવાની ના પાડી છે."

*

: ૩૫ :

## ઐસા રખ્ખો

બે જણા પ્રવાસે નીકળ્યા. વચ્ચે નદી આવી. એક જણ

નહાવા પડ્યો. નદીમાં પૂર આવ્યું. નહાનારના પગ લથડ્યા ને ખેંચાયો. કાંઠે ઊભેલો કહે: "ઐસા રખ્ખો." પોતે બે પગ પહોળા રાખી રોફથી ઊભો રહીને કહે: ઐસા રખ્ખો; ઐસા રખ્ખો."

પેલો કહે: "પણ પાણીનું બહુ જોર છે; પગ ખેંચાય છે."

બીજો કહે: "અરે ઐસા રખ્ખો, ઐસા."

પેલો કહે: "રેતી નીચેથી સરતી જાય છે. પગ જ ખોડાતો નથી."

બીજો કહે: "અરે જો તો ખરો! ઐસા, ઐસા; ઐસા રખ્ખો!"

પાણીનું જોર વધ્યું. 'ઐસા રખ્ખો' પડી રહ્યું ને પેલો બિચારો તણાઇ ગયો!

એમ 'ઐસા રખ્ખો' બોલવાથી રખાઇ થોડું જાય છે? એ તો રાખતાં શીખવવું જોઇએ; રાખતાં આવડવું જોઇએ. એમ ન થાય તો એક જણ બોલે ને બીજો સાંભળે પણ કંઈ વળે નહિ.

આપણે મોટાંઓ બાળકોને રાતદિવસ 'ઐસા રખ્ખો, ઐસા રખ્ખો.' એમ કહીએ છીએ. બરાબર બોલો, સરખા બેસો, શાંત રહો, ચોખ્ખા રહો. કામ કરો, હુકમ બરાબર ઉઠાવો, સાચું બોલો, ભેગા રમો, ભાગ આપો, મજા કરો, પહેલો રાખો, ઈનામ લ્યો, વગેરે કહીએ છીએ. પણ આ બધું બાળકે કરવું શી રીતે? આપણે તો 'ઐસા રખ્ખો" કહીને ઊભા રહ્યા. એમાં બાળકને બધું આવડે કે? આપણે તેને બતાવવું જોઇએ. 'કૈસા રખના' એ શીખવવું જોઇએ ને પછી 'ઐસા રખ્ખો' એમ કહેવું જોઇએ.

❋

: ૩૬ :

## વિનુ અને શાક

૧

" વિનુભાઈ! આ શાક કેમ પડયું રહ્યું ? "

" બા, હવે નથી ભાવતું."

" પણ ખાઈ જાવ. કાંઇ પડયું મુકાય છે ? "

" ના બા, હવે નહિ ખવાય; ખૂબ ખાધું છે. "

" ત્યારે પહેલેથી આટલું બધું ભાણામાં શું કામ લીધું ? "

" પણ પહેલેથી શી ખબર કે કેટલું ભાવશે ? "

" પણ શાક નાહકનું પડયું રહે એ કાંઇ ઠીક કહેવાય ? "

" તો હવેથી નહિ માગીએ. "

બાપા કહેઃ " આપણે એમ કરીએ તો, કે પહેલેથી શાક થોડું જ પીરસવું ને પછી ખૂટે એમ આપતા જવું ? "

" તો તો બાપા, બહુ સારું. શાક કોઇ દિવસ પડયું જ ન રહે. ને તો નકામો બગાડ પણ ન થાય. "

૨

" વિનુ, શાક પડયું નહિ મુકાય ભા ! શાક બગડે ના ? "

" બા, પેટ ભરાઈ ગયું છે. હવે નહિ ભાવે. "

" તે પડયું ન મુકાય શાક બગડે ના ? થોડું પાણી ઓછું પીજે. "

વિનુ ટગરટગર જોઈ રહ્યો.

બા કહેઃ " ઘુવડ જેમ સામે શું જુએ છે ? એમ પડયું કેમ મુકાય " ?

વિનુ મૂંઝાતો બેઠો.

બાપા કહેઃ "મૂઢ જેવો બેઠો છે શું ? ખાવું છે કે નહિ ?"

વિનુની આંખમાં આંસુ આવ્યાં.

"રોયા, કાંગામૂંડા કર્ય મા, કેમ, ખાવું છે કે નહિ ?"

વિનુએ શાક મોંમાં નાખ્યું; આંખો મીચી ગળે ઉતાર્યું. બીજી જ ક્ષણે 'ઓક, ઓક, ઓક !' ને રસોડામાં ઊલટી !

*

: ૩૭ :

## એક પ્રસંગ

હું હીંડોળા ઉપર બેઠો હતો. મારા મિત્ર હજામત કરાવતા હતા. શિક્ષણ વિષયક વાતો ચાલતી હતી. ઘરમાંથી અવાજ આવ્યોઃ "મારા રોયા, બહાર જાય છે કે ? આ હમણાં માર્યો સમજજે."

રડતો રડતો મોટો ભાઇ અમારી પાસે આવ્યો.

મિત્રે પૂછ્યુંઃ "શું છે ?"

"નાનુ મારું ફેરકણું નથી આપતો."

વચ્ચે ઘરમાંથી અવાજ આવ્યોઃ "ઈ રોયાને મારવો જોશે. મારે તે ફેરકણાં કયાંથી દેવાં ?"

"હશે બેટા, કાલે નવું ફેરકણું લાવી દઇશ."

"એં...મારે ફેરકણું જોવે"

"કાલે મળશે."

ઘરમાંથી ફરી અવાજ આવ્યો: “ રોયા આમ આવ્ય, આમ.”

છોકરો અંદર ગયો. ઘરમાંથી ધબ્બાનો અવાજ સંભળાયો. છોકરો રડતો રડતો બહાર આવ્યો.

“ પાછો આવ'છ કે નહિ ? ”

છોકરો અંદર ગયો અંદરથી બારણાં વસાયાં; જરા પુષ્પાંજલિ થઈ.

“ એં...” અંદરથી અવાજ આવ્યો.

મિત્રે હજામત કરાવતાં કહ્યું: “ એમ શું કામ કરે છે ? એને ન મારીએ.”

“ મારીએ નહિ ત્યારે શું કરીએ ? મારે તે હવે મરવું ? ”

છોકરો પાછો બહાર આવ્યો

હું વિચારમાં ગરક થયો. હજામત ચાલુ હતી. મિત્ર અબોલ હતા. છોકરાની બાને તે કાંઇ કહેવા જતા હતા. મેં તેને રોકયા ને કહ્યું: “ અત્યારે હવે રહેવા દ્યો. બહુ ગરમ થઈ ગયાં છે.”

વાત ત્યાં અટકી પડી.

કરવું શું ?

*

: ૩૮ :

## કોઇની દાઝ બાળક ઉપર

૧

કમુની બા પાડોશણ સાથે વાતે વળગે ને શાક દાઝે. કમુ પાસે આવીને પૂછે: “ આજે કેરી મગાવી છે ? ”

બા કહે છેઃ "રાંડ આઘી ખસને! આ શાક બળી ગયું. આખો દિ' કેરી, કેરી ને કેરી!" ધબ્બો ખાઇ રડતી રડતી કસુ બહાર જાય છે.

૨

ચંપાની નણંદ બે દિવસ પિયર આવે. નણંદ એટલે ચંપાને મન આડખીલી. ચંપાનું કર્યું નણંદને ન ગમે ને નણંદનું કર્યું ચંપાને ન ગમે.

ચંપા વહેલી નાહીને માથું ઓળે. નણંદ કહેશેઃ "આ શા હેવા, અત્યારમાં ઊઠીને ટાપટીપ!" ચંપા ધૂંધવાય.

દાળ ઓરતાં ચંપાના હાથ દાઝ્યા વિજુ રમતી રમતી આવે ને કહે: "બા, આજે મને માથું ઓળી દઈશ? તને સારું આવડે છે. ફઇને નથી આવડતું." ચંપા દાઝ ઉતારે: "આઘી મરને! અત્યારમાં માથું ક્યાં ઓળું? તારી ફઈને ક્યાં ગમે છે? ખસ આઘી. આ દાઝી ગઈ છું એ જોતી નથી?" વિજુ વીલે મોઢે પાછી જાય.

૩

રમેશ ઘરમાં આવીને હિલુને કહે: "અરે સાંભળ્યું કે? આજે બે મહેમાન છે. હું શીખંડ લેવા જાઉં છું. તું પૂરી કરી નાખ."

હિલુ પાછળથી બબડે છે: "આજ સવારનું માથું ચડ્યું છે ને ઠીક નથી, ને વળી મહેમાન ક્યાં આણ્યા? વળી બે વાગે જમીને રેલે જાવું છે."

હિલુ ધૂંવાપૂંવા થતી ધમપછાડા કરતી લોટ ચાળે છે. નંદુ આવે છે; કહે છે: "બા, તને લોટ ચળાવું? મને આંક આપને?"

દિલુ કહે : “ કોરે ખસે છે કે નહિ ? મારી સમજજે. આ આટલી ઊતાવળ છે એમાં તું ડાહી થવા આવી ! ત્યાં તારા બાપને ક્યાં ખબર છે કે એમ તે ઝટઝટ કેમ થતું હતું ! ”

નંદુ હળવેક દઇને મોં પાડી બહાર ગઇ.

૪

આજે દુકાનના હિસાબ ગણવામાં છગનલાલની ભૂલ થઇ ને શેઠ તેને વઢ્યા. છગનલાલ ઘેર આવી ચિડાતા ચિડાતા ફરતા હતા. બબુ આવીને કહે : “ બાપા, આજે પાગલો પા કરોને ? ”

બાપા કહે : “ આજે તારી બા પાસે જા; હું કામમાં છું. ”

બબુ કહે : “ કામમાં ક્યાં છો ? ફરો છો તે રમાડોને ? ”

છગનલાલ આંખ લાલ કરી ઘૂરક્યા : “ એલી બબુડી, શું બોલી ? બોલતાં આવડે છે કે નઈ ? ચાલ ચાલી જા, પાગલો પા નથી કરવો. જો એમ ફરી વાર બોલી છે તો ! ”

બબુ ડરતી ડરતી ઘરમાં ભાગી ગઇ.

૫

હમણાં જ રમણીકલાલ પર મિત્રનો તીખો તમતમતો કાગળ આવ્યો. વાંચીને ચિડાયેલે મોઢે મનમાં મિત્રને ભાંડતા રમણીકલાલ ઓસરીમાં આંટા મારે છે. ચંદુ રમતો રમતો આવીને કહે છે : “ બાપુ ! ફરવા ચાલોને ? વખત થઇ ગયો. ”

બાપુ કહે : “ હમણાં વયો જા. આજે નહિ. ”

ચંદુ કહે : “ બાપા ચાલોને ? હું ને બેન ક્યારનાં કપડાં પહેરી તૈયાર છીએ. આજે બેન્ડ છે. ”

રમણીક જરા ખીજ્યો. કહેઃ “અરે, આને ઘરમાં બોલાવને ? મને ગડબડ કરે છે.”

ઘરમાંથી જવાબ મળ્યો : “હું કામમાં છું. તમે એને ફરવા લઇ જાઓ. એ કયારનાં તૈયાર થયાં છે.”

છોકરાં કહે : “બાપુ ચાલોને ? બા પણ કહે છે કે ફરવા જાઓ—”

રમણીક ભભકયોઃ “બસ જાઓ, નથી જવું આજે ફરવા ! રોજ ને રોજ વળી ફરવાનું શું ? જાઓ ભાગો !”

છોકરાં ખસિયાણાં પડી પાછાં ગયાં.

૬

‘માધુરી’ માસિક ઉઘાડીને જુએ તો તેમાં પોતાના પુસ્તકનું અવલોકન. તંત્રીએ તેમાં કડક ટીકા કરેલી. ચંદ્રશેખરનો પિત્તો ઊછળ્યો. મનમાં બબડ્યોઃ “બસ, લોકોને સમાલોચના જ કરતાં નથી આવડતી. ગમે તેવો ભાંગરો વાટે છે.” પોતે જવાબ આપવાનો વિચાર કરતો કરતો કાગળ પેન્સિલ લઇને બેસે છે.

લીલીએ હસતાં હસતાં આવી ચંદ્રના હાથમાં ચાર આઠ ફુલો નાખ્યાં ને બોલી : “ભાઈ, ઓલી ચિત્રની ચોપડી ઉતારી આપોને ?”

ચંદ્ર કહે : “હમણાં જા; મારે લખવું છે.”

લીલી કહે: “ઉતારી આપોને, બાપુ ? મારે ચિત્ર જોવાં છે.”

ચંદ્ર કહેઃ “ત્યાં કયાં ચિત્રની ચોપડી છે ? કયાંક બીજે પડી હશે; પછી વાત.”

લીલી કહે : "એ દેખાય. બાપુ જરાક ઊભા થઈને આપોને ?"

ચંદ્રશેખરનું મન અવલોકનનો જવાબ આપવામાં હતું. તેણે ભ્રમર ચડાવીને કહ્યું "લીલી, હમણાં જાય છે કે નહિ ? મારે લખવું છે."

લીલી કહે : "બાપુ, આપીને લખોને ?"

ચંદ્રશેખરે નાક ચડાવ્યું ને તાણીને બોલ્યો : "લીલી, જાય છે કે તારી બા પાસે ? મારી ઑફિસમાંથી વઈ જા."

લીલી કહે : "બાપુ..."

ચંદ્ર કહે : "લીલી ! અરે છો કે રસોડામાં ? આ લીલીને બોલાવે છે કે ? નાહકની માથું ફોડાવે છે. લીલી, જવું છે કે નહિ ? ઝાલીને બહાર મૂકી દઈશ હો !"

લીલી ચીમળાતી ચીમળાતી ચંદ્રશેખર સામે રોષથી જોતી જોતી બહાર ચાલી ગઈ.

※

: ૩૯ :

## દેખે તેવું કરે

એક જ માબાપનાં અને એક જ માળામાં ઊછરેલાં એક જ ડાળે બેઠેલાં પોપટનાં બચ્ચાંને વાઘરીએ પકડ્યાં ને વેચ્યાં; એક કોઈ ખાનદાન અમીરને ત્યાં ને બીજું કલાલને ત્યાં.

અમીરના ઘરમાં સુલેહ અને સંપ, હેત અને પ્રીત, માન અને પાન. અમીરને ત્યાંનું અમીરતા શીખ્યું. પાંજરે બેસી મીઠા બોલ બોલે, રૂડી વાણી ઓચરે. કોઈ આવે તો બોલે:

" આવોજી, બેસોજી, જળપાન લેશોજી ? " જેવું સાંભળ્યું એવું શીખ્યું; જેવું દીઠું એવું કર્યું.

કલાલને ત્યાં ગાળાગાળી, કજિયો, કંકાસ મારફૂટ ને ધમપછાડા. કલાલને ત્યાંનું વાઘરાઇ શીખ્યું પાંજરે બેસી કડવાં વેણ બોલે, તીખી વાણી ઓચરે. કોઈ આવ્યું-ગયું તો કહે : " ભાગો, ભાગો ! અહીંથી કેમ નીકળ્યા ? જાઓ, નાસી જાઓ. " જેવું સાંભળ્યું એવું એ શીખ્યું. જેવું દીઠું એવું એણે કર્યું.

આપણે આપણાં બચ્ચાંઓને કેવા ઘરમાં રાખશું ? આપણે એને કેવું દેખાડશું ? આપણે ત્યાં એ શું સાંભળશે ? ચોક્કસ વાત છે કે બચ્ચાં દેખશે એવું કરશે ને સાંભળશે એવું બોલશે.



: ૪૦ :

## શિક્ષકોના અભિપ્રાયો

૧

શાળાના શિક્ષકનો અભિપ્રાય :—

" ચંદુ સૌથી હોશિયાર છે. કાયમ તે પહેલો રહે છે. ચંદુ શાંત ને શરમાળ છે. તેને કોઈની સાથે કદી પણ કજિયો થતો જ નથી. તે અદબ રાખે છે; કહ્યું કરે છે; તેની આંખમાં શરમ છે. ઠપકો સહન કરવા કરતાં તે દોષ જ નહિ કરે. "

શાળાના કસરત-શિક્ષકનો અભિપ્રાય :—

" ચંદુ બિલકુલ કમતાકાત. રમતમાં સાવ છેલ્લો છોકરી જેવો બીકણ. મસ્તામસ્તી ને ખેલંખેલાથી સદૈવ દૂર. ડરપોક.

બીકથી કામ કરે તેવો, જરાક કહીએ ત્યાં રડી પડે તેવો."

કયો અભિપ્રાય સાચો હશે?

૨

શિક્ષકનો અભિપ્રાય :—

"રમુનું ભણવામાં ચિત્ત નથી. છેલ્લો નંબર શોભાવે છે. ધૂસણિયો, ધમાલિયો, રોજ બેપાંચ ફરિયાદો તો હોય જ છે. મનમાં આવે તે કામ કરે. હુકમ ઉપાડવો આકરો પડે. ઠપકો સહન કરે પણ ધાર્યું કરે. બુદ્ધિમાં મીંડું."

કસરત–શિક્ષકનો અભિપ્રાય :—

"રમુ પહેલવાન છે; પ્રાણવાન છે. સૌથી જબરો ખેલાડી ચતુર, સમયસૂચક, નીડર, હુકમ બરાબર ઉઠાવે. ઠપકામાં આવે જ નહિ. ટંટાફિસાદ પતાવવામાં એક્કો. તોફાનીને પાંશરા કરે તેવો!"

કયો અભિપ્રાય સાચો હશે?

*

: ૪૧ :

## સરસ ઉકેલ

વિનુ કહે : "રતુ, મારે વાંચવું છે. દાંડિયા પછાડીને ખડખડાટ ન કર."

રતુ કહે : "પણ મારે રમવું છે. દાંડિયારાસ લેવા છે."

વિનુ કહે : "પણે આઘો જઈને રમ. મને ગડબડ થાય છે."

રતુ ત્યાં ને ત્યાં જ વગાડવા લાગ્યો. વિનુએ દાંડિયા લઈને ફેંકી દીધા. રતુ ભોંયે પડી રડવા લાગ્યો. બન્નેની માતાઓ દૂરથી જોઈ રહી.

વિનુની બા કહે : “ બેન, વિનુએ આઘે જઈને વાંચવું ન જોઈએ ? ત્યાં જ શું કામ બેસવું ? નકામો રતુને રડાવ્યો. ”

રતુની બા કહે : “ પણ રતુએ ત્યારે આઘે જઈને ન વગાડાય ? વિનુ વાંચે ત્યાં જ શું કામ રમવું જોઈએ ? ”

વિનુની બા : “ પણ વિનુ જરાક આઘે ગયો હોત તો રતુને રડવું ન પડત. ”

રતુની બા : “ પણ રડ્યો તે આંસુ શું સોનાનાં ખર્યાં ? એણે ય સમજવું જોઈએના, કે કોઈ કામ કરતું હોય ત્યાં ખડખડ ન થાય ! ”

માતાઓ આવી સુંદર સમજણ દાખવી રહી હતી એટલામાં બાળકો રમતાં રમતાં આવ્યા ને કહે : “ જમવાનું આપો. ”

વઢવાડ એની મેળે પતી ગઈ હતી.

બન્ને બાળકો આડોશીપાડોશી હતા. બન્નેની માતાઓ ગોઠણો હતી.

કેવો સરસ સંપ અને કેવો સરસ ઉકેલ !

*

: ૪૨ :

## ઠીક લ્યો ત્યારે !

“ બાપા, મારે તમારી હારે આવવું છે. ”

“ ના ભાઈ, ત્યાં તારું કામ નથી. ”

“ એં... એં... અમને લઈ જાઓ. ”

“ પણ તું અહીં જ રહે. જો, હું તારે માટે ટીકડી લાવીશ. ”

"ના, અમારે તો તમારી હારે આવવું છે."

"ઠીક લ્યો ત્યારે; અરધેથી પાછા આવજો."

બાપ-બેટો આગળ ચાલ્યા.

"બાપા, મને તેડોને ? હું થાકી ગયો."

"ના ભાઈ, હું તેડવાનો નથી."

"એં...એં...મને તેડો; મને તેડો."

"જો તારે આવવું હોય તો ચાલ, નહિતર પાછો જા"

"એં...એં...મને તેડો. મારા પગ દુઃખે છે."

"ઠીક લ્યો ત્યારે; થોડીક વાર તેડીશ."

'આ ઠીક લ્યો.' એ આપણાં અવિચાર અને નબળાઇ છે. બાળક આવાં માબાપ પાસે લાધ્યું ભાળે છે, ને આપણી નબળાઇ જાણ્યા પછી તેનો લાભ ઉઠાવે છે. માટે આપણે પ્રથમથી જ વિચારીને હા કે ના પાડીએ, ને તેને દૃઢતાથી વળગી રહીએ. ભલે બાળક રડે કે ઊંધું પડી જાય, પણ તે એક જ વાર બનશે.



: ૪૩ :

## બતાવે તો ?

૧

બાપા કહે છે : "એ ભાઇ, જરા જોઇને ચાલજે; ક્યાંક પડી ન જતો."

બા કહે છે : "જોજે, ઠેશ ન લાગે ને લોહી ન નીકળે."

કાકી કહે છે : "નટુને હાલવાનું ભાન જ ક્યાં હતું ?"

બેન કહે છેઃ " નટુ તો એવો જ છે. એ તો એમ જ ચાલે છે ને પડે છે."

ખરેખર, આસ્તે આસ્તે નટુને પણ એમ જ લાગે છે કે " ખરેખર હું તો એવો જ છું. મને ચાલતાં આવડતું જ નથી જ્યાં જાઉં ત્યાં મને ઠેશ લાગે છે."

બિચારાને કોઈ ચાલવાનું બતાવે તો ? બધાં વાંક જ કાઢ્યા કરે છે, તેના કરતાં કોઇ ચાલી બતાવે ને કહે કે " આમ ચલાય " તો ? તો ભાઈને ચાલતાં આવડશે.

૨

" એલી જશલી ! સરખું થોભ, સરખું. જરા થોભતાં તો શીખ ! "

" જશી ! વાટકો પડયો હો, બાપુ, ધ્યાન રાખીને થોભને ? "

" જશી, જશી ! તારો હાથ ધ્રૂજે છે. આ ઘડીએ વાટકો પડશે. "

" એ પડયો. એ વાટકો પડયો ' જશી, જશી ! લે નો'તી કે'તી કે વાટકો પડશે ને તૂટી જશે ? આ એના કટકેકટકા થઇ ગયા ! "

" અરે ભગવાન ! એને કહી કહીને મરોને ? એને સરખું થોભતાં આવડશે જ નહિ. "

આસ્તે આસ્તે જશીને પણ ખાતરી થાય છે કે " મને સરખું થોભતાં આવડતું નથી. થોભીને ચાલું છું ત્યાં હાથ ધ્રૂજે છે. ને હાથ ધ્રૂજે છે માટે જોરથી પકડવા જાઉં છું ત્યાં તો લીધું હોય તે પડે છે. ત્યારે તો બધાં કહે છે કે

" સરખું થોભ. "

બધાં " સરખું થોભતાં આવડતું નથી " એમ કહે છે તેનાં કરતાં કોઇ કેમ થોભાય તે તેને બતાવે તો ?

" હમણાં પડશે. " એમ કહીને જશીની અશ્રદ્ધા વધારવા કરતાં " જશી આમ થોભાય ને આમ ચલાય. " એમ કોઈ શાંતિથી કરી બતાવતું હોય તો ? અને જશી તેમ કરવા જાય ત્યારે તેને ઢોળવાની કે પડવાની બીક ન બતાવે તો જરૂર જશીને થોભતાં આવડશે.

૩

બા કહે છે : " એને ઈ આવડવાનું નથી તો ! મને તો કે દિ'ની ખબર છે કે ઈ ભણવાનો જ નથી. "

બાપા કહે છે : " એને ભણવામાં ચિત્ત જ ક્યાં છે ? ચિત્ત ચોડીને બેસે તો આવડેને ? "

બેન પણ એમ જ કહે છે : " મને કેમ આવડે છે ને તને કેમ ન આવડે ? આખો દિ' ચોપડી લઈને બેસીએ તો આ ઘડીએ આવડે. "

માસ્તર પણ તેને ઠોઠ ને મૂરખો જ કહે છે. કોઈ દિ' કહેતા નથી કે તેને કંઇ આવડે છે. એ તો કહે છે : " ભણ્યાં ભણ્યાં ? તું શું ભણતો'તો ? "

ભાઈને વાત સાચી લાગે છે કે " મને કશું આવડતું નથી. ચોપડી લઈને બેસું છું પણ ચિત્ત ચોંટતું જ નથી. "

એને કોઇ ઠોઠ ન કહે, પણ શું કર્યે આવડે તે બતાવે તો ? બધા એને મૂરખો કહે છે પણ કોઈ કેમ આવડે તે બતાવતું જ નથી. બધાં એનો જ વાંક કાઢ્યા કરે છે, ને ભાઇ વધારે વધારે મૂરખો બનતો જાય છે.

૪

બધાં કહે છે કે બચુને બોલતાં જ નથી આવડતું.

કાકા કહે : " એમ તુંકારો કરીને શું બોલે છે? જરાક વિવેકથી તો બોલતાં શીખ!"

બા કહે છે : " ઈ તો લોક જેવો છે. કોળી જેમ વડછ વડછ બોલે છે!"

બાપા કહે છે : " આ આપણા ઘરમાં કોઈ તારા જેવો જંગલીબોલો નથી! તું તે આવું શીખ્યો કયાંથી?"

ભાભી કહે છે : " આઘા જાઓ, તમે મને નથી ગમતા. કેમ બોલાય ને કેમ ન બોલાય ઈ કોઈએ શીખવ્યું છે, કે હાંઉ!"

બચુ મૂંઝાય છે. કેમ બોલવું તે તેને સમજાતું નથી. બધાં તેને વઢે છે; પણ કોઈ તેને બતાવે કે વિવેકથી આમ બોલાય ને સારી રીતે આમ બોલાય તો?

તો તેને વિવેકથી બોલતાં જરૂર આવડે.

*

: ૪૪ :

## ટીકુ ને બબલી

અવાજ આવ્યો: " એં...એં....એં..."

અમારું ધ્યાન તે તરફ ગયું. બબલીબેનના માથામાંથી લોહી વહેતું હતું; વાળ ભીંજાયા હતા; કપડાં પર ટીપાં પડતાં હતાં.

પાસે જઈને તેને તેના પિતાએ તેડી લીધી સુવારીને ઘા ઉપર કપડું દબાવ્યું ને દવા લેવા કોઈને દોડાવ્યું.

ટીકુ દૂર ઊભી ઊભી વીલે મોંએ એ જોતી હતી. મેં કહ્યું: "ટીકુ આવ, અહીં આવ, તારો ઘા લાગી ગયો કે ?" ટીકુ મારી દીકરી છે.

ટીકુએ ડોકું ધૂણાવી 'હા' કહી ને ધીમે પગલે પાસે આવી.

મેં કહ્યું : "જો જોઈએ; કેવુંક લાગ્યું છે ?"

ટીકુ બબલીની પાસે જઈને ગંભીરતાથી લોહીને જોઈ રહી. તેના મોં ઉપર અસર થયાનાં ચિહ્નો હતાં.

પાટો બંધાઈ ગયો, બબલી ઊભી થઈ. મેં તક જોઈ કહ્યું : "ટીકુ, ઘા કરવા હોય તો સામે કોઈ ઊભું ન હોય ત્યાં કરવો; એટલે કોઈને એ લાગે નહિ."

ટીકુએ ગંભીરતાથી ધ્યાન પર લીધું.

અમે અમારું કામ કરવા લાગ્યાં. થોડી વારમાં ટીકુ અને બબલીને સાથે રમતાં ને ગમ્મત કરતાં જોયાં.

બબલીના પિતા અને હું આ બાબતમાં લડ્યા નહિ, ખીજયા નહિ, ઘૂરકયા નહિ, બાળકોને વઢ્યા નહિ, ડાહી ડાહી શિખામણ આપી નહિ. માત્ર ઉપર પ્રમાણે વર્ત્યા. બાળકો તે દિવસથી ગાઢ દોસ્તો બન્યાં છે; હમેશાં સાથે જ રમે છે.

*

: ૪૫ :

## બીડી છાની કેમ પીધી?

મને થયું, બસ રતુને શિક્ષા કરવી જ જોઇએ!

તેને મેં છાનોમાનો બીડી પીતાં જોયો. પણ મેં ખામોશી પકડી. હું વિચાર કરવા લાગ્યો કે શું કરવું?

મને મારું નાનપણ યાદ આવ્યું. મેં પણ એક વાર છાનામાના બીડી પીધી હતી અને તે શા માટે? બાપા બીડી પીતા હતા તે જોઇને મને તે કેવી લાગે તે જાણવાનું મન થયેલું. અને છાનામાના એટલા માટે કે મોટા ભાઇને બાપાએ બીડી પીવા માટે મારેલો.

મને રતુ માટે શું કરવું તે સૂઝ્યું. મેં તેને બોલાવ્યો ને પૂછ્યું : "રતુ, બીડી પીવાનું મન કેમ થયું?"

"બાપુ, નાના કાકા બીડી પીએ છે તે જોઈને."

"પણ છાની શા માટે?"

"તમે વઢો એટલા માટે"

"પણ હું શું કામ વઢું?"

"અમે કંઈક એવું નવું નવું કરીએ ત્યારે તમે વઢો છો, એથી એમ લાગ્યું."

"પણ તો ન વઢું તો?"

"તો છાનુંમાનું ન કરું."

"પણ ઉઘાડું કરે તે સારું ન હોય તો?"

"તો તમે કહેજો ને નહિતર અમને ખબર પડશે ના?"

"કહે ત્યારે આ બીડી પીવી કેવી લાગી?"

"બીડી પીવી સારી તો નથી લાગી. પણ છાનોમાનો પીતો હતો, એટલે મજા આવતી હતી !"

"તેમાં મજા શી હતી ?"

"છાનો કરતો હતો, એ જ મજા, એ...કોઇને દેખવા દેતો નથી. કેવો હુશિયાર ? ના પાડે તે કરું છું. મારા જેવો કોઇ નહિ ! એમ."

"ત્યારે તને બીડી પીવાની રજા આપું છું."

"તો મને પીવી નથી ગમતી."

"કેમ ?"

"એ ગમે એવી જ ક્યાં છે ? એ તો છાનામાનામાં મજા હતી મારે બીડી ક્યાં પીવી છે ? એ તો જરા જોઇ જોયું કે કેવી છે !"

*

: ૪૬ :

## નાહકનું શું કામ ?

૧

એક જણ મને જોઇ નાની બે વરસની છોકરીને કહે : "લો, નમસ્કાર કરો; નમસ્કાર કરો. કરો, કરો, કરો !" નાની છોકરીના હાથ જોડી નમસ્કાર કરાવ્યા. છોકરીને કંઈ લેવાદેવા ન હતી. મને થયું : "નાહકનું શું કામ ?"

૨

હું દેવદર્શને ગયેલો. બાએ છોકરીને કહ્યું : "જે જે કરો બેટા, જે જે કરો !" છોકરી તો દીવા જોતી હતી.

છોકરીના હાથ પકડી બાએ જે જે કરાવ્યા. છોકરીએ નમીને જે જે કર્યા. બા ખુશી થઈ. મને થયું નાહકનું શું કામ ?"

૩

રસ્તામાં જતાં મેં બાપ-દીકરાને જોયા. સામે એક મિત્ર મળ્યો. બાપે દીકરાને કહ્યું : "સલામ ભરો ભાઇ, ભાઇને સલામ. સલામ. સલામ. અરે આમ સલામ !" છોકરાને ગમ્યું નહિ પણ તેણે સલામ ભરી. તેનો હાથ ઢીલો હતો; મોં ઊતરી ગયું હતું. મને થયું : "નાહકનું શું કામ ?"

૪

હું એકને ત્યાં મળવા ગયો. ભાઇની પાસે તેની દીકરી બેઠી હતી. નાની મજાની હતી. મેં તેની સામે મોં મલકાવી જોયું. બાપે કહ્યું : "દીકરા, શ્લોક બોલો જોઇએ ? ઓલ્યો મૂકં-વાળો." દીકરી મારી લાકડી સાથે રમતી હતી. બાપા કહે : "બોલો બેટા, બોલો. પછી આપણે ટીકડી ખાવી છે ના ?" દીકરી શ્લોક બોલી ગઇ. મને થયું : "નાહકનું શું કામ ?"

૫

હું એક વૈદને ત્યાં દવા લેવા ગયો. વૈદે દીકરાનાં વખાણ કરી કહ્યું : "આને અત્યારથી દવાની કેવી સરસ ઓળખ છે !" વૈદે દીકરાની સામે જોઇ કહ્યું : "બેટા, ફ્રાયદાનની શીશી લાવો." દીકરો કૂતરા સાથે રમતો હતો. વૈદે કહ્યું : "લાવો છો કે ભા ! જો આ ભાઈ કહેશે, દવા ઓળખતાં નથી આવડતું. જો તને તો આવડે છે, ખરુંના ?" દીકરો કવીનાઈનને બદલે સોડાની બાટલી લાવ્યો. બાપે કહ્યું : "આ

કવીનાઈન છે ? જો તો બેટા, ઉતાવળમાં ભૂલી ગયો, ખરું ?" દીકરો કવીનાઈન લઇ આવ્યો. બાપે કહ્યુ : " શાબાશ, ખરો !" મને થયું : " આ બધું નાહકનું શું કામ ?"

૬

રામચંદ્રને ત્યાં જઈ ચડચો. રામચંદ્રે દીકરાને બોલાવી ઓળખાણ કરાવીને કહ્યુ : " પેલું નવું ગાયન ગા જોઈએ ?" છોકરાને ગાવું ન ગમ્યું. તે ઊભો રહ્યો. રામચંદ્ર કહે : " કેમ, ગાને ? આ તો કાકા છે."

મેં કહ્યુ : " જવા દોને ! રમવા દો."

રામચંદ્ર કહે : " અરે ! એ તો હમણાં ગાશે. સુંદર ગાય છે !"

છોકરે ગાયું નહિ. રામચંદ્ર કહે : " કેમ રે, ગાય છે કે ? આ શુ ? મોટાનું માનતો નથી ?"

મેં કહ્યું : " જવા દોને, છોકરાં છે."

રામચંદ્ર ખિજાઈ ગયા. છોકરાને લગાવી દીધી. " માનતો નથી ?" છોકરે ગાવાને બદલે રુદન કર્યું. મને થયું : " આ નાહકનું શું કામ ?"

૭

એક સંસ્કારી દેખાતા કુટુંબનો મને અનુભવ થયો. હું બેઠો હતો ને વાત કરતો હતો એટલામાં બાળકો આવ્યાં. તેમના ખોળામાં ફૂલો હતાં માને હોંશ થઈ આવી કે મને બાળકો ફૂલો આપે. તેણે કહ્યુ : " બેટાં, થોડાં ફૂલો ભાઈને તો આપ !"

" ના બા, મારે એનો હાર કરવો છે; "

બા કહેઃ " પણ બેટા, મહેમાન આવે તેને આપણે ના ન પાડીએ તારા બાપાએ તને શું શીખવ્યું છે ? જો આપ તો ! જશી, તું પહેલાં આપીશ, કે વિનુ તું ? "

વિનુ દોડચો ને તેણે જશી પહેલાં ફૂલો આપ્યાં.

મને થયું : " આ નાહકનું શું કામ ? "

૮

વરસાદ હતો ને હું મારા બાળકને લઇને ફરવા નીકળેલો. રસ્તામાં વરસાદ પડ્યો ને અમે ભીંજાયા નજીકના મિત્રને ઘેર ગયા. ભીંજાયેલ કપડે બાળકને જોઈ સવિતાબેનને થયું કે પોતાના બાબુનાં ચોરણી ને ખમીસ તે આપે. તેમણે તે પેટીમાંથી કાઢચાં ત્યાં તેમનો મહેન્દ્ર આવ્યો.

" બા, એ તો મારાં છે. મારે પહેરવાં છે. "

" તેં તો પહેરેલાં છે. "

" પણ એ મારાં છે; મારે પહેરવાં છે. "

" પણ તારે તો ઘણાં છે. "

" આ મારે જોવે છે. "

" ના રે ભાઇ, એમ તે થાય કે ? જો એ કેવું ભૂંડું લાગે છે ? આપણે આ ભાઇને આપવું જોઇએ ના ? "

" ના, મારે નથી દેવાં. "

બાએ કંટાળીને ઘરમાંથી માણસ બોલાવ્યું ને કહ્યું : " આને જરા લઈ લેજો. " ને રડવાના અવાજ સાથે મહેન્દ્ર બહાર !

મને થયું : " પણ આ નાહકનું શું કામ ? "

*

: ૪૭ :

## કઇ બચલી સારી ?

૧

મારી બચલી ! કાંઈ ડાહી છે બા ! ઘરનું એક રમકડુંય પાડોશીને ત્યાં જવા ન દે. ઊલટું ત્યાં ગઈ હોય તો એકાદ ઉપાડી આવે !

બા, કાંઈ હોશિયાર છે ! કદીયે ઘરની એકે વાત કોઈને ન કહે. પૂછે તો ઊલટું ઊંધું કહે !

બા, કાંઈ સમજુ ! પારકાં ઈ પારકાં ને પોતાનાં ઈ પોતાનાં. બરાબર પોતા–પારકાનો ભેદ સમજે છે.

બા, કાંઈ ચતુર ! આપણે કહીએ કે કાકીમાને કહેજે કે ઘરમાં કોઈ નથી તો એવું ઠાવકું મોં રાખીને બોલે કે એમ જ લાગે કે બચલી સાવ સાચું બોલતી હશે !

૨

મારી બચલી તો બા, સાવ ભાન વગરની છે. આટલાં બધાં રમકડાં આણ્યાં, પણ ભાઈબંધોને જ આપી દે છે !

બા, એ તો સાવ ભોટ જેવી; સમજે જ ત્યારે કે ? ઘરમાં જે થાય તે બહાર જઈને કહી આવે; પેટમાં શું રખાય, બીજાને શું કહેવાય એની ખબર જ પડે તો કે !

બા, ઈ તો સાવ અજડ જેવી; આ આપણું ને આ નહિ, એટલી યે ખબર ન મળે ! કો'ક આવે તો આ પાથરીને બેસે ને જે માગે તે આપે.

બા, ઈ તો તમારે સાવ ભોળી ભટાક ! જરા ય ખોટું

બોલતાં આવડે તો કે ? જેવું મનમાં એવું મોઢે. ઊલટાં આપણને પાડોશી આગળ ખોટાં પાડે !

*

: ૪૮ :

## શું કામ ?

બાએ મને કાઢી મૂકી. શું કામ મને કાઢી મૂકી ? હું તો એને કહેવા ગઈ હતી કે કાચ મને જડ્યો. એમ કહેવા ન જવાય ?

બાપા મને વઢ્યા. શું કામ મને વઢ્યા ? હું તો બતાવવા ગઈ'તી કે શાહીથી ચિતર કેવાં કર્યાં છે. બાપુને બતાવવા ન જવાય ?

બાએ મને મારી શું કામ મને મારી ? હું સાબુના ફીણ કરતી'તી. રાતાપીળા રંગ જોતી'તી. રાતાપીળા રંગ ન જોવા ?

બાપાએ મને પાપી કીધો. શું કામ મને એવો કીધો ? કેવું સરસ પતંગિયું હતું ! હું તો એમને બતાવવા ગયો હતો. પાપી એટલે શું હશે ?

બાએ મને બાયલો કીધો. શું કામ મને બાયલો કીધો ? બંગડી મેં પહેરી જોઈ; જોયું કે કેવી લાગે છે. સરસ લાગતી હતી. પણ બંગડી પહેર્યે બાયલો કેમ ?

બાપાએ મને મૂરખો કીધો. શું કામ મને મૂરખો કીધો ? ન ગમ્યું તો ન ગાયું. પરાણે કાંઇ ગમે ? ને મૂરખ એટલે ન ગાનાર ?

ભાઈએ મને ધક્કો માર્યો. શું કામ એણે ધક્કો માર્યો ? મેં એટલું પૂછ્યું કે ચાલને ભાઈ રમીએ. ન રમે તો કાંઈ નહિ, પણ એમાં ધક્કો શું કામ મારે ?

બેન કહે ખસ આઘી. શું કામ મને ખસ કહે છે ? હું તો ત્યાં ઊભી હતી; કીડીઓને જોતી હતી. મારે ક્યાંઈ જવું નો'તું. શું કામ મને ખસ કીધું ?

❋

: ૪૯ :

## પણ હું ના પાડું છું ના !

રતુ: “ બા, બાપા કહે છે કે ઓલી ઢીંગલી કબાટમાંથી લઈને રમો. ”

બા કહેઃ “ પણ હું ના પાડું છું ના ! અત્યારમાં ઊઠીને રમવાનું ના હોય. ”

મનુ કહેઃ “ બા, બાપા કહે છે કે પણે રેતીના ઢગલા ઉપર જઈને રમો. ”

બા કહેઃ “ પણ હું ના પાડું છું ના ! રેતીમાં વળી શું રમવું'તું ? ”

રતુ કહેઃ “ બા, બાપા કહે છે કે જાઓ નળેથી કળશે કળશે પાણી ભરો. ”

બા કહેઃ “ પણ હું ના પાડું છું ના ! ઈ અત્યારમાં ક્યાં સૂઝે છે ? બીજું કાંઈ છે કે નહિ ? ”

મનુ કહેઃ “ બા, બાપા કહે છે કે જશીબેનને ત્યાં રમવા જાઓ. ”

બા કહે : " પણ હું ના પાડું છું ના ! અત્યારમાં કોઇને ત્યાં નથી જવું. "

✻

: ૫૦ :

## નહિ બોલું

૧

બા સાથે નહિ બોલું.

બા કહે છે : " પૂરી વણવા નહિ દઉં; વાંકીચૂકી થાય છે. " તે જરાક તો વાંકીચૂકી થાય જ ના ? હું તો હજી નાનો છું.

બા કહે છે : " પાણી ભરવા નહિ દઉં; પાણી ઢોળાય છે. " તે જરાક પાણી તો ઢોળાય જ ના ? હું તો હજી નાનો છું.

બા કહે છે : શાક સુધારવા નહિ દઉં. છરી લાગી જાય છે. " તે કો'ક વાર તો લાગીયે જાય. હું તો હજી નાનો છું ના ?

બા કહે છે : " સાબુ લગાડવા નહિ દઉં; તને હજી ન આવડે. " તે ધોયા વિના શી રીતે આવડે ? હું તો હજી નાનો છું.

બા સાથે નહિ બોલું.

૨

બાપા સાથે નહિ બોલું.

બાપા કહે છે : " ચોપડી તને નહિ આપું. ફાટી જાય. "

હું કહું છું : " ચોપડી અમે નહિ ફાડીએ. " તો યે બાપા ના પાડે છે.

બાપા કહે છે કે " કલમ તને નહિ આપું; તૂટી જાય " હું કહું છું : " સાચવીને લીંટી કાઢીશ. " તો યે બાપા ના પાડે છે.

બાપા કહે છેઃ " લાકડી તને ન અપાય. " હું કહું છું : " તમારી જેમ જ લાકડીને રાખીશ. " તો યે બાપા ના પાડે છે.

બાપા કહે છે : " અહીંથી તમે ભાગી જાઓ; ગડબડ કરો છો. " હું કહું છું : " ગડબડ નહિ કરીએ. " તો યે બાપા કાઢી મૂકે છે.

બાપા સાથે નહિ બોલું.

*

: ૫૧ :

## ધારે છે કે—

બા ધારે છે કે હું સાવ અણસમજુ છું. ખોટી વાત છે. બાને તાવ નહોતો આવ્યો ને કાકીને કહ્યું : " હું ફરવા નહિ આવું. મને તાવ આવ્યો છે. "

બાપા ધારે છે કે હું સાવ છોકરું છું; એ પણ ખોટી વાત છે. મળવા આવ્યો હતો એને કહે : " કાલે તો હું બહાર ગામ હતો. સારું થયું કે તમે ન આવ્યા ! " બાપા તો દિવસ બધો ઘરમાં જ હતા.

બા ધારે છે કે હું સાવ ભોળો છું. એ વાત ખોટી છે. હું બહાર ગયો ત્યારે મારા ભાગમાંથી લઈને બાએ

બેનને આપ્યું ને મને કહેઃ “એ તો એટલું જ હતું.”

બાપા ધારે છે કે હું સાચું બોલું છું. મને ખબર છે કે હું ખોટેખોટું હાંકું છું! બાપાને છેતરતાં મને આવડે છે.

બા ધારે છે કે બધો વાંક શેરીના છોકરાનો જ હોય છે. બાને શી ખબર કે એકેએક છોકરાનું માથું ભાંગીને પાછો ફરું છું!

બાપા ધારે છે કે હું ભણવામાં હોશિયાર છું ને પહેલો નંબર રાખું છું. ભલે બાપા ધાર્યા કરે! કોપી કરી કરીને સાચું પાડું છું એ વાત તો હું જાણું છું ના ?

બા ધારે છે કે હું તો સાવ સોજો છું; બેનનો જ બધો વાંક છે. ખરી વાત તો હું જાણું છું ના ? બેનને છાનામાના ચોંટિયા હું જ ભરું છું ના ?

બાપા ધારે છે કે ચાકર પૈસા લઇ ગયો! ચાકર શું લેતો'તો ? પૈસાનો બરફ લેવાયો ને ખવાઇ પણ ગયો!

ભલે બા-બાપા ગમે તેમ ધારે; હું કાંઇ છોકરું યે નથી. અને અણસમજુ યે નથી. હું કાંઈ ભોળોબોળો યે નથી ને હું કાંઇ સોજોબોજો યે નથી. હું જે છું તે છું. એમ તો બા-બાપાનો જ છોકરો છું ના ?

*

: પર :

## કોઇને કંઇ પૂછીશ જ નહિ, તો ?

બાને મેં કીધું : “જો તો, આ ઇયળ કેવી આમ આમ ચાલે છે ?”

બા કહે : “નાખી દે ઈ ઇયળને. એને તે આપણે અડાય ?”

બાપાને મેં કીધું: "જુઓ તો બાપા, આમાં મેં એકઠા કાઢ્યા."

બાપા કહે: "આ તો બધાં મીંડાં છે. જો એકડા કાઢતાં આવડે છે! મૂરખો!"

ભાઈને મેં કીધું: "જો તો લખુભાઈ, આ ફૂલો કેવાં ગોઠવ્યાં છે?"

લખુભાઈ કહે: "ગોઠવ્યાં છે ભૂંડાંભૂખ જેવાં! આમ તે ગોઠવાતું હશે?"

બેનને મેં પૂછ્યું: "જો તો બેન, આ વાટકી કેવી સરસ ઊટકી? ખૂબખૂબ ઘસી છે હો?"

બેન કહે: "આને તો હજુ ડાઘા છે. આવી તે ઊટકાતી હશે?"

જમનાકાકીને કીધું: "જુઓ કાકી, મેં મારા વાળ કેવા ઓળ્યા છે? મેં મારે હાથે ઓળ્યા."

કાકી કહે: "આટલી ઉંમર થઈ તો યે પૂરા વાળે ઓળતાં ન આવડ્યા! કાચમાં જો, કાચમાં."

ભૂરાભાઈને કીધું: "જુઓ ભૂરાભાઈ, આ કાગળમાં મેં કેવી કોતરણી કરી છે?"

ભૂરાભાઈ કહે: "એવી તો સૌ કરે. એમાં તેં શું કર્યું? જો, એમાં બતાવવા જેવું હતું તે!"

બધાં મને આવા આવા જવાબ આપે છે. હવે કોઈને કંઈ પૂછીશ જ નહિ, તો?

*

: ૫૩ :

## પૂતરના પગ પારણામાંથી

ડૉ. કાણે, એલ. એમ. એન્ડ એસ. છે. છેક નાના હતા ત્યારે બાટલીઓમાં પાણી ભરતા ને ધૂળનાં પડીકાં વાળતા; દાક્તર દાક્તર રમત કરતા ને બીજાં બાળકોને દવા આપતા.

શ્રી. નૃ. કા. ભટ્ટ, એમ. એ., એસ. ટી. સી. ડી. છે; એક કેળવણીકાર. છેક નાના હતા ત્યારે નિશાળ નિશાળ રમતા. છોકરાને ભેગા કરતા. માસ્તર થઈને શીખવતા. વર્ગો પાડીને છોકરાઓને બેસારતા; ગવરાવતા ને લખાવતા.

સ્વામી અજરામજી, એક પરમહંસ. છેક નાના હતા ત્યારે સૌની સાથે રમવા જતા. બાવા બાવાની રમત રમાડતા. લંગોટી પહેરી બાવો થતા.

મિ. એચ. સી. વર્ષોથી અમેરિકામાં છે. નાના હતા ત્યારે સાહેબ થતા. સાહેબ થઈ શિકાર કરતા. ખોટી ખોટી ચિરૂટ પીતા. રોફબંધ રેટફેટ અંગ્રેજી બોલતા.

× × ×

કેળવણીકારો કહે છે કે બાળકો રમતમાં પોતાના ખરા સ્વરૂપને પ્રગટ કરે છે. ઉક્ત સાચા દાખલાઓ એ વાતને ટેકો આપતા જણાય છે. બીજમાં મનુષ્ય રહેલો છે. તે બીજને નાનપણથી ઓળખતાં આવડે તો આપણે તેને તેના ઊગવામાં યોગ્ય મદદ આપી શકીએ. બાળકોની રમતો આપણે જોતા રહીએ, તેઓ ખરેખર કોણ છે તે ત્યાંથી પણ જાણવા પ્રયત્ન કરીએ; ને પછી તેઓ જે છે તેવા ઉત્તમ થાય તે માટે તેમને અનુકૂળતા કરી આપીએ.

*

: ૫૪ :

## તમને હોંશ થઇ

તમને હોંશ થઈ કે આપણે બાળકને માટે કંઇક કરવું તો જોઇએ. તમે એક જ કંઈક કરવા માગો છો. તો શું કરશો ?

છોકરાંને મારવાં નહિ.

ધારો કે તમે કંઇક બે વાનાં કરવા માગો છો તો શું કરવું ?

બાળકને વઢવું નહિ; તેનું અપમાન કરવું નહિ.

ધારો કે તમારે કંઈક ત્રણ કરવાં છે. તો શું કરવું ?

તો બાળકને બીવરાવવું નહિ, બાળકને લાલચ આપી સમજાવવું નહિ, બાળકને ભા-બાપા કરી ચડાવવું નહિ.

ધારો કે તમે બાળકને માટે કંઈક ચાર કરવા ધારો છો. તો શું કરવું ?

તો બાળકને વારે વારે શિખામણ દેવી નહિ; વારે વારે હુલાવવું ફુલાવવું નહિ; વારે વારે વાંક કાઢયા કરવો નહિ; વારે વારે રોફ છાંટવો નહિ.

ધારો કે તમે પાંચ કંઇક કરવા હોંશ રાખો છો તો શું કરવું ?

તો બાળકને માગે તે કરી દેવું નહિ પણ તે કરતાં શીખવવું. બાળકને તે જે કરવા માગે તે કરવા દેવું; બાળકના કામને હલકું ગણવું નહિ; બાળકના કામમાં વચ્ચે પડવું નહિ; બાળકનું કામ લઇ લેવું નહિ.

❋

: ૫૫ :

# એ મને ન ગમે

બાપા બાને વઢે ને બા બાપાનું મોઢું તોડી લે, એ મને ન ગમે.

બાપા બધાને રોફ મારે ને બા બિચારી કામ કરે, એ મને ન ગમે.

બા બેઠી બેઠી વાંચ્યા કરે ને બાપા ઘરમાં કામ કરે, એ મને ન ગમે.

બા મારી ભેર તાણે ને બાપા મને વઢે, એ મને ન ગમે.

બાપા મારી ભેર તાણે ને બા મને વઢે, એ મને ન ગમે.

બા બેન પાસે કામ કરાવે ને મને કહેશે પાઠ કર, એ મને ન ગમે.

બાપા બેનને રમાડે ને મને બધું કામ ચીંધે, એ મને ન ગમે.

બા બેનને વખાણે ને મને કહેશે ' અળખામણો, ' એ મને ન ગમે.

બા મને ડાહ્યો કહે ને બેનને બા ગાળ દે, એ મને ન ગમે.

*

: ૫૬ :

## બા, દાડમ આપને ?

" બા, દાડમ આપને ? "

" ન અપાય. તને તાવ આવ્યો છે. આપું તો શરદી થાય "

" એં......એં અમને દાડમ આપ. દાડમ, દાડમ ! "

" દાડમ ન અપાય. તારે રોવું હોય તો રો, ને ન રોવું હોય તો ન રો... "

" એં...એં...એં... "

" જો રોવું હોય તો બહાર જા. એક તો તાવ આવે ને દાડમ ખાવું ને ઉપર જતાં ભેંકડો તાણવો ? "

છોટુ બહાર જઇ રડવા લાગ્યો.

માને દયા આવી.

" અહીં આવ તો છોટુ ? "

" મને દાડમ આપ. એં...એં....એં "

" આવ તો ખરો. જો બે દાણા આપીશ "

" એં...એં...એં...અમને આખું આપ. "

" આખું ન અપાય. માંદા પડાય. લે બે દાણા ખા. "

" એં...એં...એં...અમને આખું આપ. "

" લે. હવે વધારે નહિ આપું. "

" બા, હવે થોડાક વધારે આપ. પછી નહિ માગું. "

" લે ભાઈ, હવે છે કાંઇ ? હવે એકે દાણો વધારે નહિ. "

છોટુ દાડમ ખાઇ રહ્યો.

" એં...એં...એં...અમને એક આખો ભાગ આપ. લખુને કેટલું બધું આપ્યું ? "

" પણ એ તો સાજો છે, ને તું માંદો છે. તને નહિ મળે. "

" એં...એં...એં....અમને ન આપે ને લખુને આપે ! "

" જા, મારા રોયા ! એટલું બધું ખાઈ ગયો ને હજી પાછો અકારા કરે છે ! જા હવે તો એકે દાણો નહિ આપું. "

" એં...એં....એં... "

" હવે તું તારે બહાર જઇને રોયા કર. હવે બોલાવવાની જ નથી. "

છોટુ રડવા લાગ્યો

માને ફરી દયા આવી.

" આ લે છોટુ, આ આટલું રહ્યું છે. હવે બધું આપી દઉં છું. ખાઇ જા. "

છોટુ ખાઈ જઇને કહેઃ " એ પણે થોડુંક પાણિયારે રાખ્યું છે, ને કહે છે કે બધું આપ્યું ! અમને બધું આપી દે. "

" જા, રોયા ચામઠા ! હવે તો એક દાણો યે નહિ આપું, તું તારે રો. "

આટલું દાડમ ખાધું તો યે પાછું છોટુને રડવાનું તો રહ્યું જ.

કારણ ? એની બાની નબળાઇ.

આવે વખતે છોટુને આપવું કે ન આપવું તેનો વિચાર પહેલેથી જ કરવો. પછી આપવું હોય તેટલું જ આપવું. છતાં બાળક રડે તો ગણકારવું નહિ; પીગળી જવું નહિ. બાળકને ખાતરી થવા દેવી કે માગણી ચાલશે નહિ. માંદા બાળકને દુ:ખ દેવાનો હેતુ ન હોય; તેને પ્રસન્ન રાખવું ઘટે છે. પણ તેને માંદું પડે તેવું આપીને તો નહિ જ ! તેને બીજી પ્રવૃત્તિ આપીને રડવામાંથી બચાવી લઇ શકીએ તો વધારે સારું.

: ૫૭ :

## તારી મદદ નો'તી જો'તી

૧

નાની ચાર વર્ષની વિજુ મારી પાસે બેસીને જમતી હતી. ભાણામાં ખીચડી હતી ને ખીચડીમાં ઘી હતું. વિજુએ ખીચડી સામે જોયું. હાથ લંબાવી ખીચડી કસણવા લાગી. ઘી આમથી તેમ જવા લાગ્યું. વળી વિજુએ હાથ એક બે વખત ઉપાડી લીધો.

મને થયું કે આવડતું નથી તેથી દાઝે છે. મેં ઝટ કરીને હાથ લંબાવ્યો ને ખીચડી કસણી આપી. ખીચડી દઝાય તેવી ન હતી.

વિજુનું મોં પડી ગયું. તે કહેતી હોય એમ લાગ્યું કે "એ તો મારે કરવું હતું ને તમે કયાં કર્યું ? મને તો આવડતું હતું. તમારી મદદ નો'તી જો'તી."

૨

રાતે અમે સૌ ગાદલાં ગોદડાં પાથરતાં હતાં. મોટા મોટા ખાટલા મેં ઢાળ્યા; ગાદલાં હું નાખતો હતો. સુબજી

પોતાની નાની ગોદડી ઊપાડીને ચાલી; ગોદડી એણે જેમ તેમ કરી માથે મૂકી હતી.

મને થયું કે તેનાથી નહિ ઊપડે ને ડોક વળી જશે. મેં ગોદડી લઇ લીધી ને મનને સારું લાગ્યું. મને થયું કે નાના બાળકથી આવું ન થઈ શકે.

સુબજી થંભી ગઇ. વીલે મોંએ બા પાસે જઇને બેસી ગઇ. એ મૂંગી મૂંગી બોલતી હોય એમ લાગ્યું કે "મારાથી તે ઊપડતું હતું. મારે તે ઉપાડવું હતું. મારે તમારી મદદ નો'તી જો'તી."

૩

બે વરસનો ભૂલુ ઘૂંટણભર ચાલતો થયો હતો. દિવસ બધો ચાલ ચાલ જ કર્યા કરે. આખું ઘર કેટલી યે વાર ફરી વળે.

એક વાર તે ખુરશી પાસે આવ્યો. લંબાઇને તે તેનો ટેકો લેવા માંડ્યો. એક વાર ખુરશીને ન અંબાયું ને જરાક ખસી પડ્યો; કાંઇ વાગ્યું ન હતું. પાછો ઊભો થયો ને ખુરશી પકડવા ગયો. ફરી ખસી પડ્યો. કાંઇ વાગ્યું ન હતું. પાછો ઊભો થયો ને ખુરશી પકડવા ગયો.

મને થયું કે તેને ખુરશી પર ચડવું છે; ક્યારનો ઉતાવળો થાય છે. ચાલને ઉપાડીને બેસારી દઉં! મેં તેને ઉપાડીને ખુરશી પર બેસાડ્યો.

ભૂલુએ મોં ચડાવ્યું. ખુરશી પરથી લપસી તે નીચે આવ્યો ને પોતે ચડતો હતો તેમ પાછો ચડવા લાગ્યો, ને

આ વખતે તો જાતે જ ચડીને ઉપર ગયો. તેણે વગર બોલ્યે મને કહી દીધું કે "મારે પોતે જ ચડવું હતું. શું કામ મને ચઢાવ્યો ? મારે તમારી મદદ નો'તી જો'તી."

૪

અમે બધાં સાંજે ફરવા નીકળેલાં; મોટાંઓ હતાં ને બાળકો પણ હતાં નાની અઢી ત્રણ વર્ષની બાલુ પણ હતી. બધાં ચાલ્યાં જતાં હતાં. બાલુ પણ સૌની સાથે ચાલતી હતી.

થોડેક ગયાં એટલે એની બાએ કહ્યું: "આ બાલુને તેડી લ્યો. થાકી ગઈ હશે."

મેં એને તેડી લીધી. તેડી તો ખરી પણ એ તો પગ તરફડાવવા માંડી. રડવા જેવી થઈ ગઈ. હાથેથી લપસવા લાગી ને ભારેખમ થઇ ગઈ.

સૌ કહે: "ત્યારે ચાલવું હોય તો ચાલવા દ્યોને ? થાકશે ત્યારે એની મેળાએ અટકશે."

બાલુ નીચે ઊતરી દોડવા લાગી. પણ પાછું વાળીને જાણે કહેતી જતી હતી કે "હજી હું થાકી ન હતી; મારે હજી ચાલવું હતું. મારે તમારી મદદ નો'તી જો'તી."

૫

લખુ છ સાત વરસનો. પાટી અને કાંકરો લઇ લખવા બેઠો હતો. વારે વારે કંઇક કાઢતો હતો ને ભૂંસતો હતો.

મને થયું કે આ તે શું કરે છે ? મેં જઈને જોયું તો કાંઇક કાઢવા તે મથતો હતો. મેં કહ્યું: "અલ્યા શું લખે છે ?"

લખુ કહે: "'ઈ' કાઢું છું."

મેં કહ્યું : " એમાં વાર શી છે ? "

એમ કહીને હાથ પકડી કાંકરો ફેરવાવી પાટી ઉપર ' ઇ ' કાઢી દેવરાવ્યો " જો આમ 'ઇ' થાય. આવી રીતે કર. "

લખુ મારી સામે જોઇ રહ્યો. પછી બોલ્યો: " મને આવો 'ઇ' કાઢતાં તો કે દિ'નો આવડે છે. પણ અમારી નિશાળના પૂંઠા પર કાઢેલો છે તેવો સરસ મજાનો 'ઇ' કાઢતાં હું શીખતો હતો ! 'ઇ' કાઢતાં તો મારી મેળે આવડત. મારે તમારું કામ નહોતું. "

※

: ૫૮ :

## કયું ભણતર સાચું ?

છોકરે પાટી, પેન અને પુસ્તક કાઢ્યાં.

શિક્ષકે ઇતિહાસ ભણાવ્યો. છોકરો ભણ્યો : અકબરનો બાપ હુમાયું હતો; ઔરંગઝેબ ઈ. સ. ૧૭૦૭માં ગુજરી ગયો.

શિક્ષકે ભૂગોળ ભણાવી. છોકરો ભણ્યો : ભાવનગરથી મુંબઈ પાંચસો માઇલ દૂર છે. સાબરમતીને કાંઠે અમદાવાદ શહેર આવ્યું છે.

શિક્ષકે ગણિત ભણાવ્યું. છોકરો ભણ્યો : છ માણસ ગાડીમાં બેઠા છે. દરેક માણસની પાસે ૩૪૫ રૂપિયા છે તો બધા જણા પાસે કેટલા રૂપિયા થયા ?

શિક્ષકે કવિતા ભણાવી. છોકરો બોલી ગયો:-

" ઓ ઈશ્વર ! તું એક છે,
સરજ્યો તેં સંસાર. "

ભણવાનો વખત પૂરો. શાળામાં રજા પડી. છોકરો ઘેર ગયો; શિક્ષક ઘેર ગયા.

× × ×

વાળુ કરી સૌ પરવાર્યા.

બાપાએ વાતો કરવા માંડી. છોકરો કાન દઈ, ધ્યાન દઈ સાંભળવા બેઠો.

બાપાએ મહાભારતની વાતો કહી; બાપાએ વડા દાદાનાં પરાક્રમો કીધાં; બાપાએ ઇતિહાસ કીધો.

છોકરાને થયું : " અહો, આપણા બાપદાદાઓ આવા હતા ? અર્જુન તો ભારે બહાદુર ! "

પછી બાપાએ પોતે વડોદરામાં શું જોયું હતું તે કીધું; બાપા એક વાર નર્મદા નદીને કાંઠે ફરેલા તે પણ કીધું. બાપાએ ભૂગોળ વર્ણવી.

છોકરાને થયું : " માળું, વડોદરા જોવા જેવું તો ખરું ! "

છોકરાએ વિચાર કર્યોઃ " આપણે ય મોટા થશું ત્યારે નદી અને ડુંગરામાં ભટકશું. ત્યાં જોવાનું ઘણું ઘણું છે. "

પછી બાપાએ પારા કાઢ્યા કહેઃ " ચાલો આપણે માળા બનાવીએ; દરેક માળામાં ૧૦૮ પારા જોઈએ. "

ત્રણ જણા બેઠા હતા. દરેક જણે ૧૦૮ પારા ગણી કાઢ્યા ગણી કરીને દોરે પરોવ્યા.

બાપાએ ગણિતનો રસ પણ આપ્યો.

છોકરો કહેઃ " બાપા, કાલે ફૂલોની માળા બનાવવી છે. પાંચસો પાંચસો ફૂલોની કરશું. "

ત્યાં તો આકાશમાં ચાંદો તરતો હતો. જમીન ઉપર ચાંદની પથરાઈ રહી હતી. ઝાડો દૂધે નહાતાં હતાં. બાપા કહે : “ જુઓ તો, આ કેટલું સુંદર છે ! આ બધું કેટલું ભવ્ય છે ! આ બધું કેટલું મહાન છે ! ”

બાપાએ કાવ્ય ગાયું.

છોકરો કહે : “ બાપુ, આ જોવું બહુ ગમે છે. અહીં જ પડચા રહેવું જોઈએ. આનું ચિત્ર કાઢે તો કેવું લાગે ? આ બધાંને કોણ કરતો હશે ? ”

*

: ૫૯ :

## ભાઈશા’બ, નથી આવડતું !

વિઠલો સુતાર હતો. હજુ નાનો હતો છતાં ચોડાં ફાડતાં ને રંધતાં આવડતું; પણ વિઠલાને ઇતિહાસ ભૂગોળ કેમે કરીને યાદ ન રહે. બિચારો ઘણું ગોખે !

માસ્તર તો લેસન ન આવડે એને કાં તો ગાળો દે ને કાં તો મારે વિઠલાને તો ગાળો યે દે ને ઉપરથી વળી મારે. વિઠલાને અંગૂઠા પકડાવે; પછી ઉપરથી ઘમ કરી ઘુંસતો લગાવે !

બિચારો વિઠલો ઉં...કરી જાય ને બોલે : “ ભાઈશા’બ નથી આવડતું ! ”

વિઠલાને ઇતિહાસ આવડયો જ નહિ; વિઠલાને સુતાર-કામ આવડયું. આજે એ એક સારો સુતાર મિસ્ત્રી છે.

બાપા કામ કરવા દેતા હતા; માસ્તર ભણાવતા હતા ને મારતા હતા.

*

: ૬૦ :

## ટહે

ભાઇ મારી પાસે અંગ્રેજી શીખવા બેઠા. કહ્યું: " વાંચો; શું છે ? "

ભાઈએ વાંચ્યું: " ટહે. "

મને થયું. " આવો શબ્દ અને ઉચ્ચાર અંગ્રેજીમાં તો નથી. " મેં ચોપડી જોઇ. એમાં the ( ટી એચ ઇ–ધી ) લખેલું હતું.

મને થયું: " આ ગણેશ ખોટા બેઠા; ભાઇને અંગ્રેજી બેસે તો બેસે ! "

પછી મેં એને અંગ્રેજી ભણાવવા માંડયું. કેમે કરી બેસે નહિ. અંગ્રેજી કરતી વખતે આંખમાં પાણી આવે. એવો રમતિયાળ અને વિનોદી છોકરો, પણ બદલાઈ જ જાય ! ગરીબ ગાય જેવો ને મરી ગયેલો લાગે.

પણ પડતો આખડતો એ અંગ્રેજી ચોથા ધોરણમાં આવ્યો.

સાહેબ પધારવાના હતા. છોકરાઓએ રેસિટેશન્સ (Recitations) કરવાનાં હતાં; ભાઇને પણ ગોખીને બોલવાનું હતું. ભાઇએ તો માંડયું ગોખવા: ગોખ્યું, ગોખ્યું, ગોખ્યું !

સાહેબ પધાર્યા. રેસિટેશનો થયાં; ભાઈનું કામ ખૂબ વખણાયું; ઉચ્ચારો (Pronounciations) અને હલક (Intonations) માટે સ્તુતિ પામ્યા; ભાઇને પહેલું ઇનામ મળ્યું. ભાઇ મલકાયા; માસ્તર પણ મલકાયા; ને સાહેબે વિઝીટર્સ બૂકમાં છોકરાના અને શાળાના કામને વખાણ્યું.

આ બધા રાજી થઇને ગયા. આ ભાઇએ ઇનામ મેળવ્યું; માસ્તરનો પગાર વધ્યો; પણ મારું મન ખેદ પામ્યું. મારે માટે તો પરાણે ને માથાઝીક કરીને ભણાવવાનું રહ્યું, ને મારી તો ચિંતા વધી; એમ જ ભાઇની અણઆવડત અને અણગમો પણ એ જ રહ્યાં.

રેસિટેશનમાં ભાઈ પહેલો આવ્યો પરંતુ અંગ્રેજીમાં તો ભાઇ છેલ્લો જ રહ્યો !



: ૬૧ :

## એવા હેવા જ નહિ

"જુઓ તો ચંપાબેન, તમારો છોટુ નટુનો ગરિયો રમતો રમતો અહીં લાવ્યો છે ?"

"ના રે રેવાબેન, મારા છોટુને એવા હેવા જ નહિ. કોઇનું કોઈ દિ' કંઇ લાવે જ નહિ તો !"

× × ×

"રાયચંદભાઇ ! છોટુને જરા કહેજો હો કે ! આજે એ અમારી ચંપી ઉપર થૂંકતો હતો."

"ના રે લખમીચંદભાઇ, મારા છોટુને એવા હેવા જ નહિ. કોઈ દિ' કોઇના ઉપર થૂંકે જ નહિ તો !"

× × ×

"એલી ચંપા, લે જો તારો છોટુ ધરાર ખોટું બોલે છે. આને ધડ દઈને ધક્કો માર્યો ને કહે છે કે હું તો ઊભો હતો !"

"ના બા, મારો છોટુ ખોટું ન બોલે. એ જેવું હોય એવું કહી દે એવો છે."

× × ×

"રાયચંદભાઇ! જરા છોટુને નજરવગો રાખજો. કાલે બોલ્યા પાડોશીના કોળીના છોકરા સાથે ભૂંડું બોલતો હતો ને કાદવ ચૂંથતો હતો."

"રઘુભાઈ, આ તમે શું બોલ્યા? છોટુ કોળીના કાના સાથે રમતો જ નથી. ને એવી ટેવ તો એને છે જ નહિ. છોટુ ભૂંડું બોલે જ નહિ ને!"

આ મા અને બાપ છોટુ તરફ એટલાં બધાં પક્ષપાતી છે કે છોટુમાં દોષ હોવાનું વિચારી જ શકતાં નથી; છોટુમાં તેઓ આંધળાં છે. પણ ખરી વાત એ છે કે મેં મારી સગી આંખે એને ઉપરનું બધું કરતાં ભાળ્યો છે. એનાં માબાપ નથી ઓળખતાં પણ હું એને ઓળખું છું. મારો વિચાર છે કે એનાં માબાપને છોટુ વિષે સમજાવીને કહું. જો માને તો ઠીક છે, નહિતર છોટુ જાણે ને એનાં માબાપ જાણે. એટલું ખરું કે એમાં છોટુનું તો બગડશે જ.

*

: ૬૨ :

## ટીકા અને કદર

૧

"એ છોકરા! આ વાળ તો સરખા રાખ? વાઘરા જેવો લાગે છે."

"સુશીલા! અત્યારમાં આ ક્યાં આદર્યું? મૂક કોરે. બીજો ધંધો છે કે?"

"જોને, ઘરમાં સૌનાં કપડાં રખડે છે. આ તે ઘર છે કે ધોબીની દુકાન છે ?"

"એ છોકરા ! અત્યારે આરડવા કયાં લાગ્યો ? આ તો બપોર છે. તેં તો માથું પકાવ્યું !"

"જોને, માથું ઓળતાં આવડયું છે ?"

"જોને, કોટ કાંઈ મેલો પહેર્યો છે !"

"જોને, હાથ કાંઈ ધોયા છે ! આ ધૂળ તો ચોંટી છે."

"જોને, કાંઇ ખાતાં ખાતાં એંઠું પડયું છે !"

"આ ચોપડી તો ઊંધી ગોઠવી છે ? જો ચોપડીઓ ગોઠવી !"

"જોને, ચાંદલો કરતાં આવડયો છે ? કયાં જાતો ઊંચે કર્યો છે !"

"વાળ્યું ખરું, પણ પગે તો ધૂળ ચોંટે છે !"

"ચોખા બધા દઝાડી દીધા. ધ્યાન રાખે છે ?"

૨

"બચુ, આ વાળ તો કોઇએ સરસ કાપ્યા છે ! હવે એ ઓળવાથી વધારે સરસ લાગે."

"બેન, જો પણે શાક છે તે સુધારી નાખને ? આ કામ જરા પછી લેજે."

"ચાલ તો, આ કપડાં ઉપાડી લઇએ. બધાં ધૂળે ભરાય છે; જરા મૂકી દઇએ."

"અરે ભાઈ, આમ આવ. જો સંગીત સાંજે કે સવારે શોભે. અત્યારે જરાં વાંચીએ લખીએ."

" માથામાં તેલ સરસ નાખ્યું છે !"

" કોટનાં બુતાન ટંકાવ્યાં ? સારું કર્યું."

" હાથ ઠીક ધોવાયા છે; ઘણી બધી ધૂળ તો વહી ગઈ છે."

" કાલે તો આના કરતાં વધારે પડ્યું હતું; હવે ખાતાં આવડતું જાય છે."

" વાહ ! આ ગોઠવણ તો સારી થઇ છે. આ ચોપડી જરા આમ મૂકું ?"

" હવે ચાંદલો તું હાથે કરતાં શીખી. હવે ઠીક થશે."

" ઠીક વાળ્યું છે; બીજી વાર વાળશો એટલે બધી ધૂળ વહી જશે."

" ઠીક થયું, વહેલા ઉતાર્યાં; નહિતર સાવ દાઝી જાત. કાલથી ધ્યાન રાખજે."

*

: ૬૩ :

## હજી તો ધાવણો છે

મારી બાજુમાં એક કોળી રહે છે. કોળી પોતે ભણેલો છે, એટલે કે સહી કરતાં આવડે છે; કત્રાંટ રાખે છે; મોટાનાના સદ્‌ગૃહસ્થોના પરિચયમાં આવે છે. કોળણ ઘરનું કામકાજ કરે છે; ભેંસો સંભાળે છે; દૂધ વેચે છે ને છોકરાં ઉછેરે છે.

મેં તેને કહ્યું: " અલ્યા ભગવાન, તારા છોકરાને બાલમંદિર કેમ નથી મોકલતો ? કેવડો થયો છે ?"

“ભાઇ, હજી તો એ નાનો છે. માત્ર સાડા ચાર વરસનો થયો છે.”

“પણ અમે તો અઢી વરસનાં બાળકોને દાખલ કરીએ છીએ. તારો છોકરો આવી શકે; જરૂર મોકલ.”

મારી પાસે મારાં ઘરવાળાં બેઠાં હતાં; તેણે કહ્યું: “પણ હજી તો એ ધાવે છે!”

ભગવાને કહ્યું: “હા. હજી તો ધાવણો છે.”

હું આશ્ચર્ય પામ્યો: “હેં! હજી ધાવણો છે?”

ભગવાન કહે: “હા ભાઈ; હજી તો ધાવે છે.”

ભગવાન ગયો. મેં ઘરમાં પૂછ્યું: “આ શું? સાડા ચાર વર્ષનું બાળક હજી પણ ધાવે છે?”

“હા, વાત ખરી છે. છોકરો ખોટનો છે.”

મેં કહ્યું: “પણ ખોટનો હોય તેથી શું?”

“વળી છોકરો એની બાને બહુ મોટી ઉંમરે થયો છે.”

મેં કહ્યું: “પણ તેથી શું?”

“એથી એ લોકો છોકરાને બહુ જ લાડ લડાવે છે.”

“અરે, પણ આવાં લાડ ક્યાંઇ હોઈ? આ લાડ તો હાડ ભાંગે!”

“પણ ત્યારે લોક કોને કહે; અજ્ઞાની કોને કહે? હજી તો છોકરાને એની વહુ કેડે ને કેડે જ રાખે છે. છોકરો માંડ પડતો આખડતો ચાલે છે.”

“પણ આપણે એને કહીએ અને સમજાવીએ તો?”

“રામ રામ કરોને. એ અબૂજ લોકો એમ કેમ સમજે?”

અહીં અમારી વાત અટકી. વાત અટકી પણ આપણાથી કેમ અટકાય ? ઘરમાંથી તો નિરાશાનો ઉત્તર મળ્યો, પણ આપણાથી નિરાશ કેમ થવાય ? એક વાર તો એ લોકોથી યે વધારે અજ્ઞાની આપણે હતા. ભલા માણસોએ આપણું અજ્ઞાન દૂર કર્યું ને આપણને સુખના માર્ગે મૂક્યા; આપણે પણ આ ભાઈઓના અજ્ઞાનને ફેડવા બનતા પ્રયત્નો કરીએ.

*

: ૬૪ :

## વળગણી

એક ઘરમાં ગયો. બાળકોને કપડાં પહેરવાં હતાં. કપડાં પહેરવાની ઉતાવળ હતી પણ કપડાં વળગણી ઉપર હતાં. બા કે મોટી બેન આવે ને ઉતારી દે ત્યારે તે મળે તેમ હતાં. બાળકો રાહ જોઈને વળગણી સામે જોઈને ઊભા હતાં. કોઈ મોટું આવ્યું, કપડાં ઉતારી દીધાં ને પછી બાળકોએ પહેર્યાં. હું કપડાં ઉતારી આપી શકત પણ હું જોતો હતો કે આ શું ચાલે છે.

મને થયું: “આમ શા માટે ? એક વળગણી નીચી ને બીજી ઊંચી ન રાખી શકાય ? અને તેમ જો બની શકે તો બાળકો પોતાનાં કપડાં પોતાની મેળે લઈ શકે ને પહેરી લે. કાઢીને પાછાં પોતાની મેળે ત્યાં જ મૂકી દે.”

મને થયું: “આ બાળકોનાં માબાપને વાત કહું.” મેં તેમને કહ્યું ને મારું કહેવું તેમને ગળે ઊતર્યું. એક નીચે વળગણી નખાઈ ને છોકરાંને ત્યાં કપડાં મૂકવાનું મળ્યું.

બીજી વાર હું આવી ચડ્યો ને મેં છોકરાંને પોતાની મેળે કપડાં ઉતારતાં અને પહેરી લેતાં જોયાં. તેઓને કોઈની

રાહ જોવાની ન હતી. તેઓની પરાધીનતા દૂર થઇ હતી; તેઓ એટલા પૂરતા સ્વતંત્ર થયાં હતાં. તેઓને એટલું પોતાનું રાજ મળ્યું હતું.

મેં એમનાં માબાપનું બાળકોની સ્વાધીનતા તરફ લક્ષ ખેંચ્યું. માબાપોએ મારા વિચારને ઘરમાં ચારે કોર અમલમાં ઉતાર્યો, ને બાળકોને ઝીણી ઝીણી સગવડ કરી આપી.

થોડા દિવસ પછી મેં બાળકોને માટે નીચે મૂકેલો નાનો એવો ગોળો જોયો. તેઓ પોતાની મેળે પાણી પીતાં હતાં. કોઇની પાસે માગવું પડતું ન હતું. જમતી વખતે નાના એવા ઘોડા ઉપરથી પોતાનાં વાસણો પોતે જ લઇ આવતાં હતાં. કબાટના નીચલા ખાનામાં તેઓ પોતાની ચીજો ગોઠવતાં હતાં. અગાઉ જે કામોને માટે તેઓને મોટાંની મદદ લેવી પડતી હતી તે તેઓ જાતે કરી લેતાં હતાં.

મને થયું કે "મારે મારો અનુભવ સર્વ માબાપોને જણાવવો જોઈએ."

*

: ૬૬ :

## કજિયા

એં...એં....એં...કરતો રતનો ઘેર આવ્યો. વાઘણ ફાળે થઇ ચાલે તેમ જમના ઊભી થઈ ને બોલી: "કોણે તને માર્યો ? કોણ છે ઇ રોયોરાંડુનો ?"

"ઓલ્યા નારણિયાએ અમને ધક્કો માર્યો"

"હં....અં. ઈ નારણિયાને હું ઓળખું છું. એની

બાને ય હું જાણું છું. નારણિયા એ તો આખી શેરી માથે લીધી છે. ચાલ જઈને ઘઘલાવું."

જમના ધૂંવાફૂંવા થતી ઝમકુના ઘરે આવી.

"ઝમકુ, એ ઝમકુ! કયાં મૂઈ! આ તારા નારણિયાને સંભાળજે, નીકર પછી..."

"ભાગ, ભાગ, ભૂંદરી! નારણિયો-મારો ગભરુ નારણિયો-કોઈને ખશ ન કહે ઇ તારા રતનાને મારે છે, ખરું? નહવાદી થા મા, નહવાદી. છાનીમૂની ઘેર જા!"

જમનાનો ક્રોધ કયાંઇ માય નહિ. લાંબા હાથ કરી કરીને કાંઇ બાઝી! ને ઝમકુ પણ એવી જ રીતે લડી.

આખી શેરી એ લડવાડ જોવા ભેગી થઈ. ભવાડો જોઈ સૌ કોઈ હાંસી કરતાં ઘેર ગયાં. થાકી થાકીને ઝમકુ-જમના છૂટાં પડ્યાં ને પાછાં વળ્યાં.

સવારના બે કલાક નકામા ગયા. નાહકનો લોહીઉકાળો થયો ને કયાં ગયાં'તાં તો કે' કયાંઇ નહિ.

વાત એમ છે કે ઝમકુ ને જમના જાણે એવી કે એક-બીજાના માથા ભાંગે એવી. એક તો બન્ને મૂળ વઢકણી હતી ને એમાં બન્નેને દીકરા થયા. ને એના દીકરાઓમાં તે શો શક્કરવાર હોય? કેવળ માથે જ ચડાવેલા. ને બન્ને માતાને મન એમ કે મારો દીકરો તો ડાહ્યો ને ડમરો, ગભરુ ને બિચારો! પણ દીકરા એવા કે મલક આખાને પહોંચીને પાછા વળે. શેરીના છોકરા તો એનાથી આઘા રહે. શેરીની બાઈઓ તો ઝમકુ-જમનાને નવ ગજના નમસ્કાર કરે! બીજાં એને કોણ પહોંચે? એ તો ઝમકુ જમનાને ને જમના ઝમકુને પહોંચી વળે.

આવી 'વઢકણી વહુ ને દીકરો જણ્યો' એવી માતાઓ દરેક શેરીમાં કે પોળમાં તો હોય જ છે. એનાથી આપણે દૂર રહીએ. એનાં છોકરાંઓથી આપણાં છોકરાંઓને દૂર રાખીએ.

*

: ૬૭ :

## પરાવલંબન

બાપા, બૂતાન બીડી દ્યોને ?

બા, આ નથી ઊપડતું.

બેન, બૂટ પહેરાવોને ?

બા, નવરાવી દ્યોને ?

નાના કાકા, સાંકળ વાંસી દ્યોને !

બાપુ, ચોપડી નથી જડતી; ગોતી આપોને ?"

બા, ઊભી રહીને સાથે ચાલને ?

મોટાભાઇ, રૂમાલનો દડો કરી દ્યોને ?

*

: ૬૮ :

## સ્વાવલંબન

બીડ જોઉં તારી મેળાએ.

ઉપાડ તો જોઉં ! ઊપડશે, ઊપડશે.

જો તને તો પહેરતાં આવડે છે, તારી મેળે પહેર જોઇએ ?

હવે તો તું તારી મેળે નાહી શકે; લે પાણી કાઢી આપું. મેળાએ નાહી લે.

જો જોઇએ, મેળાએ વસાશે; કેમ કરીને વાસીશ ?

જો, બધી બારીઓમાં જો જોઇએ ? તારી મેળે શોધી કાઢીશ.

ધીમે ધીમે ચાલ્યો આવ. એકલાં એકલાં ચાલ્યા અવાય. તે મેળાએ કરી લેને ? મેં તને શીખવ્યું છે.

*

: ૬૯ :

## ખોટી મદદ

શું છે ? બારણું નથી ઊઘડતું ? લે જરા ઉઘાડી દઉં.

શું છે ? નાડી નથી બંધાતી, ખરું ? આવ બાંધી દઉં.

શું છે ? ટોપી નથી ઉતારી શકતો ? ઊભો રહે ઉતારી આપું.

શું છે ? ખીલી નથી મરાતી ? હથોડી લાવ, હું મારી આપું.

શું છે ? ચોરણી નથી પહેરાતી ? આવ પહેરાવી દઉં.

*

: ૭૦ :

## સાચી મદદ

શું છે ? બારણું નથી ઊઘડતું ? જો જરા આમ ખેંચી જો, એટલે ઊઘડશે.

શું છે ? નાડી નથી બંધાતી એમ કે ? જો આમ કરીને બાંધ જોઇએ ?

શું છે ? ટોપી નથી ઉતારી શકતો ? પેલી લાકડીથી કે સળિયાથી ઉતાર તો ?

શું છે ? ખીલી નથી મરાતી ? જો આમ હથોડી પકડ ને આવી રીતે ઘા કર.

શું છે ? ચોરણી નથી પહેરાતી ? જો આમ બેસીને આમ પંગ નાખ જોઇએ ?



: ૭૧ :

## બાળકો વાતો કરે છે

ચંદન કહે : "મારા બાપુ કહે, તો તો કરે જ કરે. પરમ દહાડે કહે : આજે નહિ કાલે વારતા વાંચીશ. કાલ પડી ને બાપુએ જ કહ્યું : ચાલો આજે વારતા વાંચવાની છે ના ?"

રમણ કહે : "મારા બાપુ તો એમ જ કહે : 'કાલે ઢીંગલી લાવી દેશું; કાલે ઢીંગલી લાવી દેશું.' પછી કોઇ દિ' લાવી જ ન દે. ગપ્પાં માર્યા કરે."

વિમળ કહે: "એવી જ ટેવ મારી બાની છે. કહેશે કાલે ટીકડી મંગાવીશ ને મંગાવે જ નહિ. કાં તો કહેશે આજે પૈસા નથી. કાં તો કહેશે ભૂલી જ ગઇ. કાં તો કહેશે આજે નથી મંગાવવી; આજે બીજું ખાવાનું છે."

વિશુ કહે : "એમ તો મારી બા ઠીક છે. હા, કો'ક દિ' તો કીધા પ્રમાણે નથી કરતી; પણ ત્યારે તો કહે છે કે ઇ તો આમ હતું તે ન થઇ શક્યું. પણ નહિતર તો વચન આપે તે પાળે જ છે."

ચંદન કહેઃ "મારા બાપુએ તો કીધું છે કે હું કહીશ એમ કરવાનો ખરો; પણ કોઇક વાર વખતે ન યે થાય. કામ-કાજ કે એવું હોય તો ન પણ બને."

રમણ કહે : "તે તો બરાબર. પણ રોજ ખોટાં ખોટાં બહાનાં કોઇ કાઢે તે તો ન ગમે. કાં તો હા પાડે ને કાં તો ના પડે, તો એક જ વાત કે પછી વારે વારે યાદ ન આવે."

વિમળ કહે : "એમ કરતા હોય તો તો સારું જ ના ! રોજ ને રોજ વાટ તો ન જોઇએ ? આખો દિ' થાય કે 'હેઇ, આજે આમ થશે !' ને પછી છેવટે ના પાડે એટલે ઢીલાઘેંશ થઇ જવાય. આવું આવું તો મને ન ગમે !"

*

: ૭૨ :

## ભણતરના ખ્યાલો

૧

વાળુ પછીનો વખત હતો. બાપુએ બૂમ પાડી કહ્યુંઃ "ચાલો લેસન કરવા બેસી જાઓ." રૂખી, ચંપા, નટુ, નવલ લેસન કરવા એકઠાં થયાં.

રાધાને આવતાં વાર લાગી ને બાપુએ ધમકાવી : "રાધા ! જો રોજની જેમ ધીમે ધીમે આવે છે. પછી કેમે કરી પૂરું જ નહિ થાય." બધાએ ચોપડીઓ કાઢી ને પાઠો ગોખવા માંડ્યા.

ઓરડામાં ગડબડ ગોટાળો થઇ રહ્યો. બાપુ કહે : "જો નટુ, આડુંઅવળું જોઈ રમત કરે છે ? આમ ભીંત સામે જોઈને બેસ. જો પછી બીજે ધ્યાન ન જાય."

ચંપાએ ચીમનીની વાટ ધીમી કરી. નટુ કહેઃ “ જુઓ તો બાપા, ચંપા તોફાન કરે છે. ”

બાપુએ ચંપાને ખખડાવી : “ એ ચંપલી ! દૂર બેસ. જો પેલી પેટી પાસે. આ બીજી બત્તી લઈને બેસ. તારા હાથ સખણા નહિ રહે. ”

નટુને ઊંઘ આવવા લાગી. આંખો લાલ થઈ. બાપુ કહે : “ કેમ નટુ, ઊંઘ આવે છે કે ? એટલું બધું શા માટે ખાય છે ? ચાલ, પાણી આંખે છાંટ જોઈએ; હમણા ઊંઘ ઊડી જશે. ”

નવલ બાપુને લેસન દેવા ગયો ને બાપુએ તે લઈ લીધું. બાપુ કહે : “ જુઓ નવલ કેવો હોશિયાર છે ! સૌથી પહેલો છૂટી ગયો. ચાલ રાધા, ઝટ કરતો તારો નંબર બીજો. ”

રાધા દોડતી દોડતી પાઠ દેવા આવી એટલે ભૂલ પડી ને બાપુએ એને ધમકાવીઃ “ જો કાચું પાકું કરીને આવી છે. બરાબર ગોખી લાવ. ”

રૂખી કહે : “ બાપુ, હવે થોડું કાલે કરીશ. ”

બાપુ કહે : “ કાલે પછી કયાંથી થાય ? ને ન આવડે તો નંબર જાય ને ? તારું નામ તો ઊતરવું જ ન જોઈએ. ”

૨

વાળુ કરી પરવાર્યા. બાપુએ સાદ પાડ્યોઃ “ એ રાધા, કુસુમ, જગુ, રેવુ, ચાલજો મારી સાથે અંતકડી રમવા. ” રાધા–કુસુમ એક તરફ ને જગુ–રેવુ બીજી તરફ. બાપુ અડુકદડુકિયા. ખૂબખૂબ અંતકડી ચાલી. પછી કુસુમ કહે : “ બાપુ, કાલની વાત હજી અધૂરી છે હો ! નહિ કહો તે નહિ ચાલે. ”

બાપુએ પછી વાર્તા માંડી, રેવુની આંખમાં ઊંઘ આવે પણ માળો ટટ્ટાર થઈને બેઠેલો. જગુ તો જાણે ધ્યાન ધરવા બેઠો; હલે કે ચલે. કાન દઈને વાર્તા સાંભળ્યા જ કરે! રાધા ને કુસુમને વાતો કરવી બહુ ગમે, પણ વાર્તા વખતે તો ચૂપચાપ.

અધૂરી વાર્તા પૂરી થઈ એટલે રાધાએ કહ્યું: " બાપુ, જુઓ તમે ઘણા દિવસથી વરતો નથી નાખતા."

બાપુ કહે: " હવે સૂઈ જાઓ; કાલે પાછા પાઠો ક્યારે કરશો ? "

બધાં કહે: " પાઠો ? પાઠો તો અરધાપરધા કરી લીધા છે; ને બીજા પાઠો વહેલાં ઊઠીને કરશું. એકવાર વરતો નાખો; પછી બીજી વાત. પાઠ તો સટસટ કરી નાખશું."

બાપુ કહે: " પણ જો, આ રેવુને તો ઊંઘ આવે છે !'

રેવુ કહે: " ના બાપુ. વરતો નાખો તો તો બાર વાગ્યા સુધી જાગું."

બાપુએ વરતો નાખવા માંડ્યાં ને છોકરાંઓ જવાબ દેવા માંડયાં. અગિયાર થયા ને બાએ બૂમ પાડી: " એ હવે તો સૂઈ જાઓ. લેસનબેસન તો કરતાં નથી ને આ બધું શું કરો છો ? કાલે પાછું નિશાળમાં શું થશે ? "

બાપુ કહે: " તે ખરું લેસન તો આ છે. પાઠ તો રોજ ભણવાના જ છે ને ? છોકરાંને એની ક્યાં આળસ છે ? "

બધાં બાળકો લેસન કરતાં હતાં ત્યાં બા આવ્યાં. કહે: " એ હવે એને છોડો છોડો. બિચારાં થાકી જશે."

બાપુ કહે: " તે ભણવું કાંઈ સહેલું નથી, અમે પણ એમ જ ભણેલા."

*

: ૭૩ :

## બા-બાપાને નવરાશ છે

૧

"બા, આવીશને ? અમે કૂબા કર્યાં છે તે જોવા."

"હા. પણ જરા આ ઊટકેલ કળશા અભરાઈએ મૂકી દે એટલે ઝટ અવાય."

"બા, ચાલ ચાલ. તને રતુની ગમ્મત બતાવું. એ પણ જાળીએ લટકીને હસે છે."

"ચાલ ત્યારે સંજવારી આવીને કાઢીશ."

"બા, આજે સાંજે અમારી સાથે ફરવા આવીશ ?"

"હા, પણ તમે જરા સમુંનમું કરી નાખોને ? એટલે હું ઝટ વાળી લઈને નવરી થાઉં."

"બા, આજે અમે રાસડા લેવાનાં છીએ. તું આવજે હો."

"પણ એંઠવાડ કઢાવવા બેસી જજો એટલે વહેલું પતશે. એટલે આવીશ."

૨

"બાપુ ચાલો તો, તમને અમે ગાળેલો ખાડો બતાવું."

"તમે ચાલતા થાઓ. આ ચોપડીમાંથી આટલું વાંચીને આવું છું."

બાપુ વાંચીને જોવા ગયા.

"બાપુજી ! અમે આજે નવી રાંગોળી પૂરી છે. ચાલો જોવા."

" થોડી વાર ખમો. આ બે પત્રો બાકી છે તે લખીને આ આવ્યો. "

બાપુ પત્રો લખી રાંગોળી જોઈ આવ્યા.

" બાપુ, ચાલો ચાલો; આજે મોટીબેને કંઈક જોવા જેવું આણ્યું છે; કંઈક છે. "

" આ આવ્યો, આ જરા હિસાબ ટપકાવી લઉં કે આવ્યો; જરાક વાર છે. "

બાપુએ હિસાબ ટપકાવી લીધો ને જોવા ગયા. બેને નાનો એવો શેળો આણ્યો હતો.

" બાપુ આવશો કે ? મોટાભાઈએ આજે અમારાં ભાષણો ગોઠવ્યાં છે, અને તમારે પ્રમુખ થવાનું છે. "

" એમ ? ત્યારે આવ્યો. બે મિનિટની વાર છે. પ્રમુખ બે મિનિટ મોડો થઈ શકે, નહિ વારુ ? આ એક તાર લખીને આ આવ્યો. "

*

: ૭૪ :

## બા-બાપાને નવરાશ નથી

૧

" બા, બા ! આ જો તો ? મેં મોતીની માળા કેવી સરસ કરી છે ! "

" બાપુ, મને નવરાશ નથી. આઘી ખસને ! મારે ઠામ ઊટકવાં છે. "

" બા, બા ! આમ તો આવ. આ પપૈયા પર કેટલાં બધાં પપૈયાં બેઠાં છે ! જો તો. એક તો મોટું બધું છે "

“ બાપુ, મને નવરાશ નથી. તું તારે જોને; મારે અંબોટ કરવો છે ”

“ બા, તું આવીશ અમારી રમત જોવા ? અમે આજે નવી રમત રમીએ છીએ. ”

“ બાપુ મને નવરાશ નથી. મારે કપડાં ધોવાં છે. ”

“ બા, એ બા ! ચાલ તો પણે ભાઈએ સુંદર બંગલો બનાવ્યો છે. જોવા જેવો છે. ”

“ બાપુ મને નવરાશ નથી. મારે હજી કપડાં સૂકવવાં છે. ”

“ એ બા, બા ! ચાલ તને કીકી હસે છે તે બતાવું. એવી ખડખડ હસે છે ! ”

“ બાપુ, મને નવરાશ નથી. મારે તો હજી સંજવારી કાઢવી છે. ”

૨

“ બાપુ, જુઓ તો આ ચોપડીનું પૂંઠું કેવું સુંદર છે ? ”

“ હમણાં જા; મને ફુરસદ નથી. ” બાપુ પડ્યા પડ્યા ચોપડી વાંચે છે.

“ બાપુ, જુઓ તો આ સિક્કાને મેં રાખથી ઘસીને કેવો સરસ ઉજાળ્યો છે ? ”

“ હમણાં જા; હું કામમાં છું. ” બાપુ પત્રો લખતા હતા.

“ બાપુ, જુઓ તો અમારા ગલગોટાને આજે પહેલવહેલું ફૂલ બેઠું. ”

“ હમણાં નહિ; મારે કામ છે. ” બાપુ કાયદાની ચોપડીમાંથી ટાંચણ કરતા હતા.

" બાપુ, ચાલો તો તમને બિલાડીને સાંકળે બાંધી છે તે બતાવું."

" જો હમણાં નવરાશ નથી તું બિલાડી સાથે રમ." બાપુ અસીલો સાથે બેઠા બેઠા વાતો કરતા હતા.

" બાપુ, અહીં તો આવો ! આજે અમે નવી અભરાઈ પર અમારો સામાન ગોઠવ્યો છે."

" હમણાં નહિ; નિરાંતે જોશું." બાપુ મિત્રો સાથે નિરાંતે ચા પીતા હતા.

" બાપુ, ઊભા રહો; હું મારી નવી ચોપડી જોવા લાવું. પૂંઠું લીલું સુંદર છે !"

" જો મારે ઝટ જવું છે. હમણાં નવરાશ નથી." બાપુ પોતાના ભાઈબંધો સાથે લાકડી લઈ ફરવા જતા હતા.

❋

: ૭૫ :

૧

## બાપુ

" બાપુ, કાલે ફરવા જઈશું ?"

" હા હા, કાલે જઈશું."

" બાપુ, આજે હવે જઈશું ના ? કાલે તમે કહ્યું હતું."

" ના ભાઈ, આજે તો જરા કામ છે. હવે કાલે વાત."

* * *

" બાપુ, કાલે વારતા કહેવાની કે નહિ ?"

" હા, કાલે તો ચોક્કસ જ કહેવાની."

"બાપુ, ચાલો હવે કાલની અધૂરી વાત પૂરી કરીએ."

"એંહ, આજ તો આળસ આવે છે. કાલે વાત, કાલે."

× × ×

"બાપુ, આપણે પેલી દાજીવાળી સાઇકલ ક્યારે સમી કરીશું ?"

"કાલે, નિરાંતે એ કામ કરશું."

"બાપુ, ચાલો સાઇકલ બહાર કાઢી છે. અમે બધાં તૈયાર છીએ."

"જાવા દોને આજે! આજે મારે આરામ લેવાનો વિચાર છે. કાલે વાત, કાલે."

૨

"છોકરાંઓ, ત્યારે કાલે આપણે શાંતિભાઇને ત્યાં થઇને સરકસમાં જઇશું."

"બાપુ, હવે સરકસમાં ક્યારે જઇશું ? ચાલોને, વખત થયો છે."

"પણ આજે તો જીવરામ અહીં આવવાના છે. મેં તેમને ચા પીવા બોલાવ્યા છે. હવે આવતે રવિવારે જઇશું."

× × ×

"છોકરાંઓ, આવતી કાલે આપણે ફૂટબોલ રમવા જવાનું છે. ચાર વાગે તૈયાર થજો."

"ચાર વાગે ? બહુ સારું તૈયાર રહીશું."

"શામજીભાઇ, આજે જરા ચાર વાગે મારે ત્યાં ચા પીવા પધારશો ? બે મહેમાન આવ્યા છે."

" માફ કરો, નહિ આવી શકું. મેં આજે છોકરાંઓ સાથે રમવા જવાનું વચન આપ્યું છે. "

× × ×

" જીવનલાલ, રંભા, રસિક સહુ ક્યાં ગયાં ? ચાલો, કાલે કહ્યા મુજબ આજે વાર્તા પૂરી કરવી છે, ખરું ? ચાલો, પછી મારે કાગળો લખવા બેસવું છે. "

× × ×

" બાપુ, આપણી ઓરડી ક્યારે સાફ કરવી છે ? કાલે કે પરમ દિવસ ?

" કાલે વખત નથી. પરમ દિવસે વાત. "

" બાપુ ક્યાં છો ? ચાલો ઓરડીમાં. સાફ કરીએ. "

" અરે, હું ક્યારનો ઓરડીમાં આવી ગયો છું ! "

× × ×

" બાપુ, આજે અમને વાજું અપાવવા ગામમાં તેડી જવાના હતાને ? ગયે રવિવારે તમે કહ્યું હતું ખરું ? "

" હા, તે તેનો જ વિચાર કરું છું. ચાલો તૈયાર થવા માંડો; જવાનું તો છે જ. "

*

: ૭૬ :

## જરા વિચાર્યું હોત તો ?

કોઇએ મને કહ્યું કે બાબુએ ચીમની ફોડી, ને સાંભળતાં-વેંત મારો પિત્તો ઊછળ્યો.

સફાળો ઊઠ્યો ને બાબુને બે તમાચા લગાવી દીધા.

બાબુ હેબતાઈ જ ગયો. પહેલાં તો તે કંઈ બોલી જ ન શકયો; અને પછી તે ખૂબખૂબ રડવા લાગ્યો.

પણ મને ખબર પડી કે ચીમની તો ગઈ કાલે સાફ કરતાં એની બા વડે તૂટી હતી.

મને ઘણો પસ્તાવો થયો. મેં બાબુને પાસે બોલાવ્યો ને મૂંગાં મૂંગા પંપાળ્યો; બાબુ ડૂસકાં ભરતો હતો; તે મારી પાસેથી દૂર ગયો ને વધારે રડ્યો.

× × ×

ચંદ્રા હિંડોળેથી પડી ને ચીસ નાખી રડવા લાગી. ઘરમાંથી એની બાએ બૂમ પાડીઃ " એ રતિયા, પાછી એને પછાડી કે ? "

સાંભળતાં જ હું વાંચતો હતો એ ચોપડી રતિયા ઉપર ફેંકી ને તેને માથામાં જોરથી લાગી. તે રડતો રડતો બેસી ગયો.

ચંદ્રાએ થોડી વારે કહ્યું: " બાપુ, રતુભાઈએ મને નહોતી પછાડી. એ તો હું સરી પડી હતી. રતુભાઈને શું કામ માર્યો ? "

મને ખૂબ લાગી આવ્યું. રતુને મેં પાસે બોલાવ્યો પણ તે મારી પાસે આવ્યો જ નહિ. તેણે કયાંઇ સુધી રડ્યા કર્યું; મારી સામે પણ ન જોયું.

× × ×

ઘરમાં બાબી અને જીવન દોડાદોડ કરતાં હતાં. હું વાંચવાના ઓરડામાં બેઠો હતો. મેં એની બાને બોલતાં સાંભળીઃ " અરે, આ તે હવે કેમ ખમાય ? "

સાંભળીને હું બહાર આવ્યો તો ઘરમાં દૂધ ઢોળાયેલ હતું ને છોકરાની બા સાફ કરતી હતી. મારો મિજાજ ગયો. જોરથી ઘાંટો પાડી છોકરાંને બોલાવ્યાં: "આમ આવો, તોફાની !" છોકરાં સમજ્યાં નહિ કે કોણ જાણે, પણ તેઓ તો ઘરમાંથી ફળિયામાં દોડતાં હતાં. મેં ત્યાં જઇ તેમને એક એક લગાવી દીધી ને વાંચવાના ખંડ તરફ પાછો વળ્યો. મારા કાન પર બન્નેના રડવાનો અવાજ આવતો હતો.

દૂધ લેતી લેતી એની બા બોલી: "શું કામ એમને નકામાં માર્યાં ? દૂધ તો બિલાડીએ ઢોળ્યું હતું. એ તો બિચારાં એને હાંકવા દોડ્યાં હતાં."

હું ખસિયાણો પડી ગયો. છોકરાંઓને શું મોઢું બતાવવું ? તેઓ મારી પાસે રાત સુધી આવ્યાં જ નહિ. હું તેમની પાસે જઇ શકયો નહિ !

× × ×

નલિની અને નાનુ એના ઓરડામાં રમતાં હતાં. હું બાજુની ઓરડીમાં લખતો હતો. એકાએક નલિનીએ ચીસ પાડી. હું ભડક્યો ને ત્યાં દોડ્યો. વગર તપાસે નાનુનો કાન ખેંચી થપાટ લગાવી. "આટલી નાની છોડીને રડાવે છે ? હજી સમજતો નથી ?" પણ ત્યાં તો નલિની હસી પડી. એ કહે: "કાકા ! એ તો અમે ગમ્મત કરીએ છીએ; મને કોઇએ નથી રડાવી."

મને ભાગતાં ભોં ભારે થઇ પડી. રડતી કરડી આંખે નાનુ મારી સામે જોઇ રહ્યો. મને મારી જાતને ધિક્કારવાનું મન થયું. નાનુ તે દિવસથી મારી ઓરડીની બાજુમાં રમતો નથી.

* * *

ઘરમાંથી આવીને એણે કહ્યું: “ આને કંઇ કહેવું છે ? મારું કહ્યું તો કરતો નથી ને ઊલટા જવાબ આપે છે. ચંપક મને તો ગાંઠતો જ નથી ! ”

મારી લગામ ખસી ગઈ ને ચંપકને મેં ચખાડી દીધી. “ કેમ અલ્યા, શું સમજે છે ? ”

ચંપક બોલ્યો નહિ આંખમાં આંસુ આવ્યાં. તે બહાર ચાલ્યો ગયો. ચંપક મોટો હતો ને સમજુ હતો.

બીજે દિવસ તે મારી પાસે આવ્યો ને ખુલાસો કર્યો કે એની બાનું કહેવું તદ્દન અતિશયોક્તિ ભરેલું હતું. પોતે કહ્યું કરતો જ હતો, પણ બાને બહુ અધીર આવી ગઈ હતી.

મને ચંપકની માફી માગવાનું મન થયું પણ ન બની શક્યું. મારા મનને ઘણું દર્દ થયું.

* * *

જીવી ને રસુ ને વસુ કૂંડીમાં નહાવા પડેલાં. અરધોએક કલાકથી પડેલાં હશે. પણ હું ગામમાંથી આવ્યો ને એની બાએ કહ્યું: “ આ ક્યારનાં બે કલાકથી નહાય છે ને નીકળવાનું કહું છું પણ નીકળતાં નથી. ”

મેં કહ્યું: “ ચાલો, નીકળી જાઓ ઝટ ! ઝટ નીકળો. ”

પણ છોકરાં નહાવાની મજામાં હતાં. મને ગુસ્સો આવ્યો. મગજ તપ્યું ને મેં તેમને ખેંચી ખેંચીને બહાર કાઢ્યાં ને ધક્કા મારીને દૂર કર્યાં. તેમનાં બાવડાં વીંઝી નાખ્યાં.

તેઓ હસતાં હતાં તેનાં રડતાં થઈ ગયાં.

કોઈએ કહ્યું: “ ભાઇ, એ બિચારાં હમણાં જ નહાવા

પડ્યાં હતાં; ને આ તો ઉનાળો છે. જીવી વહુને તો એવી વધારીને બોલવાની ટેવ જ પડી છે.

મારું મોં પડી ગયું. મને થયું ખરેખર ભૂલ થઈ. મેં છોકરાંને કહ્યું: " કાલે ખૂબ નહાજો "

તેઓએ કહ્યું: " નથી નહાવું અમારે. "

મને થયું: " ઠીક વાણીનો પ્રહાર થયો ! "

* * *

ઑફિસમાંથી આવું છું તો વિનુએ મારી લાલ શાહી વાપરી નાખેલી. એનાથી એણે ભીંત પર લીંટા કાઢેલા; કાળી શાહીથી એણે મોં ઉપર ચાંદલા કર્યા હતા, ને લૂગડાં ને હાથ બગાડેલા હતા. એ દેખાવ જોઇ મારો ગુસ્સો ફાટી નીકળ્યો. " વિનુડા ! આમ આવ, હરામખોર ! આ ભીંત બગાડી, મોઢું બગાડયું; આ શું કર્યું ? "

વિનુ નાસવા ગયો પણ ત્યાં તો મેં એને બૂટ સુદ્ધાં ઘરમાં જઈ પકડ્યો ને ત્રણચાર સોટી લગાવી દીધી. વિનુ ખૂબ રડ્યો. વાળુ પણ ન કર્યું; એમ ને એમ સૂઈ ગયો. રાતમાં તે રડી ઊઠ્યો ને રડતાં રડતાં બોલ્યો: " એ બાપાજી મારો મા; એ બાપાજી મારો મા. "

હું છાપું વાંચતો બેઠો જ હતો. મારા દિલમાં કારી ઘા લાગ્યો. શા માટે મેં એને માર્યો ? કેવી એની કરુણાજનક ચીસ છે ! મેં વિનુને પંપાળ્યો; પાણી પાવા પ્યાલો ધર્યો, પણ આંખ ઉઘાડી મને દેખી મોં ફેરવી ગયો. એની બાએ પાણી આપ્યું ત્યારે પીધું.

મને થયું કે હું ખરેખર રાક્ષસ બની ગયો હતો. એણે

એટલી શાહી બગાડી એમાં મેં એનું કેટલું બગાડયું ?

* * *

હું ચિત્રોની એક સુંદર ચોપડી જોતો હતો. નાનો રસિક હસતો હસતો આવ્યો ને ચોપડી ખેંચી કહે : "બા બોલાવે છે. ચાલો ચાલો, ઝટ બોલાવે છે."

ચોપડી ખેંચાઈ ને ચિત્ર ફાટયું. હું ચિડાઇ ગયો. મેં કહ્યું : "જા નથી આવતો. કેવો જંગલી છે!"

રસિક રડતો રડતો નાસી જ ગયો. એની બાની પાસે જઇને રડી ઊઠ્યો ને રડતો રડતો જ એના ખોળામાં સૂઈ ગયો.

બાએ મને ન જ બોલાવ્યો; એણે મારી ધમકીનો અવાજ સાંભળ્યો હશે.

હું મોડેથી રસોડામાં ગયો. રસિક ઊંઘતો હતો; એની બાનું મોં પડી ગયું હતું; રસિકના ગાલ પરનાં આંસુના લીટા સુકાઇ ગયેલા તગતગતા હતા.

મને શરમ આવી ગઈ. મન થયું : "ચિત્ર ફાટયું તે તો ફાટયું જ હતું. પણ આ બાળકના ગાલનું ચિત્ર કાઢી એની કોઇ વાર્તા લખે તો ?"

*

: ૭૭ :

## આ છોકરો કોનો છે?

૧

આ છોકરો કોનો છે ?

આમ છે તો કતડિયા જેવો. આંખ મારકણી છે. પગની પીંડીઓ ભરેલી છે. જે સોંપે છે તે કામ ઝટઝટ કરે છે.

બાપા માગે છે તે લાવી આપે છે. "એલા, ઓવરકોટ લાવ." ઓવરકોટ ઢસડી આવ્યો. "એલા આ કૂતરું હાંક." કૂતરાને એક પથરો માર્યો તે કૂતરું ડાઉં ડાઉં કરતું ચાલ્યું ગયું ! એલા જા દુકાને, ને બે પૈસાનાં પાન લઈ આવ." દોડતો જઈને બે પૈસાનાં પાન લઇ આવ્યો.

બાપા બહાર ગયા. છોકરો ઘોડી પાસે જઈને હાથ ફેરવવા લાગ્યો. "બાપો, બાપો." છોકરાની માએ સાદ પાડ્યો : "એ છોકરા, જા તો, સામે ઘેરથી છાશ લઇ આવ." છોકરો દોડતો દોડતો છાશ લઈ આવ્યો.

છોકરો નવરો પડ્યો. એક સૂતરનો દડો લીધો ને એક ગેડી લીધી. ફળિયામાં એકલો એકલો એક કલાક રમ્યો.

ત્યાં બાપા આવ્યા ને કહેઃ "એલા જા, બજારે જા મેં મૂળા લઇ રાખ્યા છે તે ઉપાડી આવ." છોકરો દોડતો ગયો ને લઈ આવ્યો.

૨

આ છોકરો કોનો છે ?

પગથી માથા સુધી કિંમતી લૂગડાં પહેર્યાં હતાં. રખેને ટાઢ લાગે ને શરદી થાય માટે એક ઉપર એક એમ ત્રણ કપડાં હતાં. માથે કિંમતી કાનટોપી હતી. પગમાં નાનાં એવાં મોજાં ને તેની ઉપર બૂટ હતા. હાથમાં એક કિંમતી વીંટી હતી. ગળામાં પણ કંઈક દાગીનો હતો તો ખરો. ચહેરો ચોખ્ખો હતો; વાળ ઓળેલા હતા; હાથ પણ ચોખ્ખા ને ઊજળા હતા.

છોકરો ચાલવા જતો હતો તો તેની પાછળ ચાલનાર તેને ઊંચકી લેતો હતો. છોકરો દોડવા જતો હતો તો નોકર

કહેતો હતોઃ "જાળવજો; પડી ન જાઓ." મોટા ભાગે તો તે તેને દોડવા ન દેતો; તેને આંગળીએ જ વળગાડી રાખતો. ભાઈ, ચાલતાં જરા હલી ગયા એટલે નોકરે કહ્યું: "ભાઈ, ખમા!" ભાઈએ પૂછયું: "આ શું છે?" નોકરે કહ્યું: "જી, બાપુ એ તો ગાડું છે." ભાઈએ ટોપી કાઢી નાખવાને માટે હાથ કાન આગળ લીધો. નોકરે કહ્યું: "બાપુ, શરદી લાગે. બાએ ટોપી કાઢી નાખવાની ના કહી છે."

છોકરે પાણી માગ્યું ને નોકર પાણી લેવા દોડ્યો. પાણી લાવતાં વાર થઈ એટલે છોકરે કહ્યું: "એય, ગદ્ધા! કેટલી બધી વાર?" નોકરે અદબથી કહ્યું: "બાપુ, હશે; માફ કરો. હું તો દોડતો આવ્યો છું."

૩

આ છોકરો કોનો છે?

આંખમાં ચીપડા છે; માથે મોટા લાંબા વાળ વધેલા છે; નખમાં મેલ છે ને ખૂબ વધેલા છે. ડિલે આખે ઉઘાડો છે. પગે ને હાથે મેલ છે ને ન નહાવાથી ઓઘરા વળ્યા છે.

હાથમાં બટકું રોટલો છે ને તડકે બેઠો બેઠો ખાય છે. નાકમાં શેડા આવે છે તે સરડ દઈને ઊંચે ચડાવે છે. રોટલો ચડાવતો જાય છે ને હરતોફરતો એક પગે કૂદતો જાય છે.

એની બા નીકળે છે: "એલા હું આવું ત્યાં સુધી અહીં રમજે, હો. આ હમણાં ખડ લઈને આવી." છોકરો કહેઃ "હું સાથે આવું." મા કહે છે: "રોયા! ત્યાં શું દાટયું'તું? અહીં પડ્યો રહે; આ લખડો આવ્યો એની સાથે રમ."

બા ગઈ. આસપાસથી એના જેવા છોકરા ભેગા થયા. ધૂળના ઢગલા કરવા માંડ્યા. ઢગલા કરીને એની ઉપર મૂતર્યા. પછી એના ગોળા કર્યા. એમ કરતાં બાઝી પડ્યા ને એકબીજાને ગાળો ભાંડી. પણ થોડી વાર થઇ ત્યાં પાછા ધૂળના ઢગલા કરવા માંડ્યા ને મોટો ડુંગરો કર્યો. પછી બધા ફરતા ફેરા ફરવા લાગ્યા. આ બાઈનો છોકરો પણ એમાંનો એક હતો.

૪

આ છોકરો કોનો છે?

કડે કંદોરો, પગમાં સાંકળાં, હાથે વીંટી ને ગળામાં ગળચવો.

કપડાં મેલાં ને મોં એવું સરખું ઊજળું, પણ ગંદું.

છોકરો બોલે ત્યારે જરા જરા તોતડાય. છોકરાને કાછડી પૂરી પહેરતાં ન આવડે. કંદોરા નીચે માંડ માંડ રહે.

છોકરો ઊઠે કે તરત દફ્તર–પાટી કાઢે ને આંક લખવા બેસે. આંક બહુ આવડે. છોકરો તોતડું બોલતો બોલતો કવિતાઓ મોઢે કરે.

"એક અડપલો છોકરો
જીવો જેનું નામ;
અતિશે કરતો અડપલાં
જઇ બેસે જે ઠામ."

છોકરો દાતણ કરે કે ન કરે તેનું કોઈ ન પૂછે; છોકરો પાઠ કરે તેની કાળજી સૌ રાખે.

છોકરો રોજ હાટે જાય ને બાપા પાસે બેસે. છોકરો પાઇ, પૈસા, બે પૈસા, રૂપિયો બરાબર સાચવે. છોકરાને

પાઈની ટીકડી બરાબર ગણીને દેતાં આવડે. છોકરો બાપાને સંભારી આપેઃ “ બાપા, તમારા ખીસામાં રૂપિયા છે કોઈ લઈ ન જાય.”

*

: ૭૮ :

## બાબાપુ મૂંઝાયાં

૧

“ ચાલો ઝટ માથાં ઓળી દઉં. પછી મારે માશીને ત્યાં પાપડ કરાવવા જવું છે.”

“ પણ આજ તો તું અમને દર્શને લઈ જવાની હતીને ? તેં કહ્યું હતુંને ? ”

“ પણ માશી આવ્યાં હતાં ને મેં એમને પાપડ કરાવવા જવા હા પાડી છે.”

“ પણ તે પહેલાં તો અમને હા પાડી હતી, દર્શને લઈ જવાની.”

“ પણ ત્યારે હવે શું થાય ? માશીને વચન આપ્યું એ તોડાય ? ”

“ પણ અમને આપેલું વચન કાંઇ તોડશો ? ”

“ પણ માશીનું ? ”

“ પણ અમારું ? ”

૨

“ બાપુ, ચાલો હવે છૂટદડી રમીએ.”

“ પણ મારે ચંપકલાલને ત્યાં જવું છે.”

“ પણ તમે દડી રમવાનું નો’તું કહ્યું ? ”

"હા, પણ મેં ચંપકલાલને ત્યાં જવાનું વચન આપ્યું છે."

"પણ અમને ય તમે વચન જ આપ્યું હતું ના ?"

"પણ ચંપકલાલને માઠું લાગે."

"પણ ત્યારે અમને ?"

"પણ આપેલું વચન પાળવું જોઈએ ના ?"

"પણ ત્યારે અમને આપેલું વચન તોડાય ?"

"પણ ચંપકલાલનું ?"

"પણ અમે ?"

*

: ૭૯ :

## ચંપાને શિક્ષણ

મહેમાન આવવાના હતા. બા અને બાપાએ વિચાર્યું: "આવશે ત્યારે રસોઇ પાણી કરશું. વખતે ન આવે તો ?"

નોકરે વિચાર્યું: "આવ્યા પછી પાણી ગરમ મૂકશું. આવ્યા પછી કેટલી વાર ?"

પણ નાની ચંપા તો મહેમાન આવવાના છે એવી ખબર પડી કે તુરત જ બાગમાં ગઈ ને ફૂલો લઈ આવી. બીજું બધું કામ બાજુએ મૂકી હાર ગૂંથવા બેઠી. હાર ગૂંથતી જાય ને મનમાં મહેમાનના વિચાર કરતી જાય. મહેમાન ન આવ્યા. બધાં કહે: "નકામો વખત ગુમાવ્યો. નકામાં ફૂલો બગાડ્યાં."

ચંપા મૂરખ લાગે છે ?

* * *

મોટીબેન અમદાવાદથી ભણીને આજે આવવાની હતી. તાર આવી ગયો હતો; મોટાભાઇ સ્ટેશને સામે ગયા હતા. બીજાં સૌ બેઠાં બેઠાં ફડાકા મારતાં હતાં, અને ઠંડી હતી તેથી સગડી પાસે બેઠાં બેઠાં તાપતાં હતાં. ગાડી સાડા આઠે આવવાની હતી, ને ત્યાર પછી અરધે કલાકે એટલે નવ વાગે સૌ ઘેર આવે એવી ગણતરી હતી. હજી તો માંડ સવા આઠ થયા હતા. રસ્તા પર ગાડીનો ખડખડાટ થાય ને ચંપા બારણું ઉઘાડવા જાય; જરાક બોલાચાલો સંભળાય ને ચંપા બારણું ઉઘાડવા જાય; કંઇક ખખડે ને ચંપા બારણા પાસે જાય. "રખેને બેન આવે!"

બધાં કહેઃ "જોને ચંપા! હજી તો કેટલી યે વાર છે પણ ચંપા તો કેટલી બધી અધીરી? જરા યે ધીરજ જ નહિ બા! નકામી વારે વારે ઊઠે છે ને હેરાન થાય છે."

ચંપા અધીરી છે?

* * *

ઘરને આંગણે એક ગરીબ માણસ આવ્યો. બિચારાની સાથે એક બાળક હતું. ગરીબ માણસ ભૂખ્યો હતો ને બાળક પણ ભૂખ્યું હતું. બાએ ઘરમાંથી ટાઢો રોટલો આપ્યો. બાપાએ કહ્યુંઃ "એકાદ ગરમ રોટલી પણ આપોને! આ બાળકથી રોટલો નહિ ખવાય." બાળક અને તેનો બાપ રોટલો અને રોટલી ખાવા તો માંડ્યા. પણ રોટલી કોરી હતી ને બાળક હળવે હળવે ચાવતું હતું. ચંપા ઘરમાં ગઇ ને બરણીમાંથી ઘી લઇ આવી. "લે, છોકરાને ઘી વિના રોટલી નહિ ભાવે." બા અને બાપા ચંપા સામે જોઇ રહ્યાં. બાએ કહ્યુંઃ "આ છોકરીને અક્કલ જ નથી! કોને ઘી દેવાય

અને કોને ન દેવાય એ જ ખબર ન પડે. ભિખારીને મોઢે વળી ઘી શું ? "

ચંપાને અક્કલ નથી ?

* * *

પાડોશમાંથી જીવીબેનની દીકરી રસુ ચા લેવા આવી. બા એંઠવાડ કાઢતાં હતાં. મોટો ભાઈ લેસન કરતો હતો ને નાની બેન તો હજી ભૂખી હતી. બાએ બાપુને કહ્યું: " એ આ રસીલાને ચા આપજો, પેલા નાના ડબ્બામાંથી. "

બાપુ કહે: " આ આવ્યો, જરા દાતણ કાઢીને. "

પણ ત્યાં તો ચંપા ત્યાં જ ઊભી જ હતી. એણે મોટો ડબ્બો લીધો ને વાટકી ભરીને ચા આપી ને કહ્યું: " લે, બે દિવસ ચાલશે. આ ચા સારી થાય છે. " બા તો સામે જ જોઇ રહ્યાં ! રસુ ઊભી હતી એટલે શું બોલે ? બાપુ આવ્યા એટલે કહે: " આ ચંપાને કશી વાતનું ભાન જ નથી ! ચપટીક ચાને ઠેકાણે વાટકી ભરીને આપી ! "

ચંપાને ભાન છે કે નહિ ?

* * *

ચંપાને ત્યાં સુમતિની બા અને સુમતિ બન્ને કાંઈક કામ હશે તે રાત રહેલાં. એકાએક રોકાઇ ગયેલાં એટલે સાથે કપડાં નહિ લાવેલાં. સવારે નાહીધોઇને એમણે પહેરવું શું ? ચંપાની બાએ સુમતિની બાને એક સાડલો નહાવા માટે આપ્યો ને કહ્યું: " તમે તમારો સાડલો પહેરી લેશો તો ઠીક પડશે. " પણ ચંપા કહે: " સુમતિ, તું તો આજે નાહીને મારાં ઘાઘરી-પોલકું પહેરીને જ ઘેર જજે. કાલે મોકલાવી દેજે. " બા કહે: " ચંપા, સુમતિને કંઇક નહાવા દેને ? નાહીને એનાં પહેરી

લેશે." ચંપા કહેઃ "ના બા, મારાં કપડાં દઈશ. એનાં તો જરા મેલાં થઈ ગયેલાં છે." ચંપાએ સારાં ઘાઘરી–પોલકું કાઢ્યાં ને બાને કહ્યું : "આ સારાં છે, ખરું ? આ જ પહેરવા આપું છું." સુમતિની બા ત્યાં બેઠાં હતાં. ચંપાની બાએ આંખો તો કાઢી પણ બોલાયું નહિ. સાંજે ચંપાની બા ચંપાના બાપને કહેઃ "આ ચંપાને કશી ગતાગમ જ નથી ! કોને કયું લૂગડું અપાય ને કોને ન અપાય એનું ભાન જ ન મળે !"

ચંપાને ગતાગમ છે કે નહિ ?

× × ×

ચંપા અને એની બા બેઠાં હતાં. રામજી કાકાનો દીકરો શેરીમાંથી આવ્યો ને ત્યાં બેઠો. ચંપા કહેઃ "માધા, આજ તો અમે લાડવા કર્યા હતા !" માધો કહેઃ "એમ ? ત્યારે તો મારે ત્યાં તારી બાએ ઢાંકચા હશે." ચંપાની બાએ વાત ફેરવી કહ્યું: "અલ્યા માધા, ભોળવાતો નહિ હો, ચંપા તો તને બનાવે છે." ચંપા કહેઃ "ના હો માધા, લાડવા કર્યા હતા; ને અમે બધાંએ ખાધા હતા. હજી પણ પડ્યા છે." ચંપાની બાને લાડવાનું છુપાવવું હતું; ઢાંકવા જવાનો વિચાર ન હતો. પણ આખરે ઢાંકવા જવું પડ્યું. રાતે ચંપાના બાપા આવ્યા ત્યારે બધી વાત કહીને એની બા કહેઃ "આ ચંપાને સમજણ કયારે આવશે ?"

ચંપાને સમજણની જરૂર છે ?

× × ×

ચંપા અને હીરા એકવાર શાક લેવા ગયાં. હીરાએ એક શેર રીંગણાં લીધાં ને ચંપાએ પણ શેર લીધાં. ઘેર આણીને રીંગણાં મૂકયાં ત્યાં તો હીરાનાં રીંગણા વધારે

લાગ્યાં. બન્ને રીંગણાં તોળી જોયાં તો ચંપાનાં એક શેર ને હીરાનાં સવાશેર ને નવટાંક! હીરાની મા કહે: "એ તો હીરાને શાક લેતા સારું આવડે છે." હીરા કહે: "તે આવડે ના? કાછિયાનું ધ્યાન ન હતું એટલામાં મેં એક રીંગણું ઉપાડી લીધું." ચંપા કહે: "એવું મફતનું રીંગણું શું કામ લઈએ?" ચંપાની બા કહે: "આ મારી ચંપા, છે જરા યે હોશિયાર?"

ચંપા હોશિયાર છે ખરી?

× × ×

શેરીમાં છોકરાં રમતાં હશે. રમતાં રમતાં લડી પડ્યાં ને બે છોકરાં વડચડે આવ્યાં; ચંપા પાસે ઊભી હતી. એને થયું કે લાવને છોડાવું, નહિતર માથાં ભાંગશે. ચંપા છોડાવવા ગઈ ત્યાં એક છોકરે એને જ બચકું ભર્યું. ચંપાને લોહી નીકળ્યું. તે ઘેર આવી પાટો બાંધતી હતી; બાપુ કહે: "એ હરામીને પથરો મારવો'તો ના પથરો! ફરી વાર બચકું ભરવુ ભૂલી જાત!" બા કહે: "પણ ઇ ચંપા છે જ એવી નમાલી!"

ચંપા નમાલી છે?

× × ×

ચંપા અને એની બેનપણીઓ દર્શન કરવા ગઈ હતી. મંદિરમાં એક છોકરી રડતી હતી. એની બા દર્શન કરીને ઘેર ગયેલી ને પાછળ છોકરી રહી ગયેલી. ચંપા કહે: "ચાલોને આપણે એને ઘેર મૂકી આવીએ." બીજી કહે: "ના, બાપુ, અમારાં માબાપ વઢે." ચંપા મૂકવા ગઈ. છોકરીઓ ઘેર ગઈ ને ચંપાની બાને વાત કરી. અમથીની

બા ઊભાં હતાં: "જુઓ છોને ? આ ચંપા તો એવી ને એવી રહી! અત્યારે મૂકવા ગયા વિના શું રહી જતું હતું ? લઈ જાત એની બા, એને ગરજ હોત તો."

ચંપા એવી ને એવી જ રહી છે કે ?

*

: ૮૦ :

## રડતાં જોઉં ત્યારે

જ્યારે હું રડતા બાળકને જોઉં છું ત્યારે મને થાય છે કે "અરે ! આ બાળકને શા માટે રડવું પડે છે ?"

જ્યારે હું રઝળતા બાળકને જોઉં છું ત્યારે મને થાય છે કે "અરે! કોઇ એને પ્રવૃત્તિ કેમ નથી આપતું ?"

જ્યારે હું કોઈ બાળકને બીજાને ગાળો દેતું ને ઘા મારતું જોઉં છું ત્યારે મને થાય છે કે "આને માટે એકે ય ક્રીડાંગણ કેમ નથી ?"

જ્યારે હું કોઈ બાળકને માર ખાતું જોઉં છું ત્યારે મને થાય છે કે "અરે! આ મારનાર કેવો હિચકારો છે ?"

જ્યારે હું કોઈ બાળકને રસ્તા વચ્ચે જ પેશાબ કરતું, ઝાડે જતું કે થૂંકતું જોઉં છું ત્યારે મને થાય છે કે "અરે! આ બાળકને સારા સંસ્કાર કોઇ નહિ આપે ?"

જ્યારે હું બાળકને 'હાથપગ દોરડી ને પેટ ગાગરડી' ભાળું છું ત્યારે મને થાય છે કે "અરે! આની કોઇ દવા નહિ કરે ?"

જ્યારે હું બાળકને ગૂમડાં થયેલાં ભાળું છું ત્યારે મને થાય છે કે "અરે! એને કોઈ સાફ પણ નથી કરતું ?"

*

: ૮૧ :

## મને ત્યાં જવું નથી ગમતું

હું ત્યાં જાઉં છું ત્યારે આંગણામાં જ છોકરાને દિશાએ ગયેલાં ભાળું છું. ઉપર માખો બણબણતી હોય છે. ભંગી આવે ત્યારે વળાય. બા વાળે તો નહાવું પડે ને બાપા વાળી નાખે એ તો કદી બનવાનું જ નથી તો !

આંગણામાં જ શેરડીનાં છોયાં, કાગળના ડૂચા, જેતે નકામાં ઠીકરાં, ઈંટડાં ને કપડાંનાં કટકા પડ્યાં હોય છે; પણ જ્યાં દિશાની પણ પરવા નહિ ત્યાં આને ઉપાડનારું કોણ મળે ?

અંદર જોઉં છું તો ઘરના બારણા આગળ જ જોડા આડાઅવળા પડેલા ભાળું છું. કોઈ કોઈ જોડા તો ઊંધાચત્તા પણ જોઉં છું. એ જોડા ઉપર ધૂળ ચડી હોય, ગંદા હોય એની તો નવાઇ જ નહિ ! એવું સાફ કરવા કોણ નવરું હોય ?

ઓશરીમાં ફરું છું તો જેનાંતેનાં નાનાં કપડાં, કોઇની ચોપડી, કોઇનો રૂમાલ, કોઇનાં રમકડાં, કોઇનું કંઇ ને કોઈનું કંઇ, જ્યાંત્યાં પડેલાં દેખું છું. અને એ બધું એવું છે કે હાથમાં લેવાનું મન પણ ન થાય. ચોપડીનાં પૂઠાં ફાટલાં, કપડું ગંદું, રમકડું જૂનું ને તૂટલું, મોટર સાવ ભાંગીને છૂંદાઈ ગયેલી, રબ્બરની ચકલીનું પેટ ફાટી ગયેલું : એવાં કેટલાં યે ભાંગલાંતૂટલાં રમકડાં રઝળતાં હોય. મને ત્યાં નથી ગમતું.

*

: ૮૨ :

## બા કહે છે—

બા કહે છે: " સંભાળીને ચાલ, પડી જઈશ. " પણ તેમ છતાં હું પડી જાઉં છું.

બાપા કહે છે: " ઊંઘી જાઓ, વહેલું ઊઠવાનું છે. " પણ તેમ છતાં મને ઊંઘ નથી આવતી.

બા કહે છે: " ઝટ ચાલીને થાળી લઇ આવ. " પણ મારાથી ઝટ નથી ચલાતું.

બાપા કહે છે: " સરખું બોલતાં ભૂલ કેમ પડે છે ? " પણ તેમ છતાં વારંવાર ભૂલ પડે છે.

બા કહે છે: " જો રડ ના. રડાય નહિ. " પણ તેમ છતાં મારાથી રડી જવાય છે.

બા કહે છે: " બીજાને ત્યાં ચૂપ રહેવું. " પણ તેમ છતાં મારાથી બોલી જવાય છે.

બાપા કહે છે: " પૂછ્યા વિના ફળિયામાં જવું નહિ. " પણ છતાં ફળિયામાં હું ચાલ્યો જાઉં છું. "

*

: ૮૩ :

## મારો બચુ

મારો બચુ બાલમંદિર જાય છે. ઘેર આવીને ખાતી વખતે કહે છે: " બા, બાલમંદિરમાં નાસ્તા વખતે હાથ ધોઉં છું, પગ ધોઉં છું, મોઢું ધોઉં છું; અહીં પણ હાથ-પગ ધોઉં ? "

પીરસતી વખતે કહે છે: “ બા, બાલમંદિરમાં હું નાસ્તો પીરસું છું. અહીં પીરસું ? લાવને પીરસું ? અવાજ નહિ થાય હો; દાળ ઢળશે નહિ હો; થાળી સાચવીને આપીશ. આસ્તે આસ્તે ચાલીશ. ધીમે ધીમે આપીશ. ”

બચુ આમ માગણીઓ કર્યા કરે છે; હું તેને તેમ કરવાની છૂટ આપું છું. અને બચુ તો સાબુ લઈને હાથ, પગ, મોઢું વગેરે સાફ કરે છે; જરા વાર લગાડે છે, પણ બધું ય ચીવટથી સાફ કરે છે.

પછી ટીનકુડિયા હાથમાં થાળી લઈને સૌને આનંદથી પીરસે છે. વાટકામાંથી નથી દાળ ઢળતી કે નથી હાથમાંથી થાળી પડતી.

સંપૂર્ણ જવાબદારી તથા ખૂબ ગંભીરતાથી એ એનું પીરસવાનું કામ પતાવે છે

પછી ખાવા બેસતાં કહે છે: “ બાલમંદિરમાં ચાવી ચાવીને ખાવાનું કહે છે. હું તો ખૂબ ચાવું છું. ”

ખાધા પછી પાછો થાળીવાટકો સરસ કરીને માંજી લાવે છે.

આમ બાલમંદિરની અસર મને જ્યાં ને ત્યાં દેખાય છે.

રાત પડે છે ને બચુ વાર્તાઓની માગણી કરે છે. મને આવડે છે તેવી રીતે વાર્તાઓ કહું છું. અને પછી તો એનો વારો આવે છે. થકવી જ નાખે. ઉંદરની વાર્તા પૂરી થાય ત્યાં ચાંદાસૂરજ વઢી પડયાની વાત માંડે; પછી આવે શિયાળ; પછી આવે ટાઢું ટબૂકલું. આમ હારમાળા ઊપડે જ ! કેટલીયે વાર્તાઓ તેને બાલમંદિરમાંથી યાદ રાખી લાગે છે. મારો બચુ હજુ તો થોડા જ વખતથી બાલમંદિર જાય છે; ત્યાં તો તેણે ઘણું યે ઉપાડી લીધું છે.

*

: ૮૪ :

## અનાથ બાળક

એનું નામ અનાથ બાળક કે જેના પિતાના નોકરો બાળકને ધમકાવતા હોય, મારતા હોય.

એનું નામ અનાથ બાળક કે જેનાં માબાપ બાળક ક્યાં છે ને શું કરે છે તેનું ધ્યાન જ ન આપતાં હોય.

એનું નામ અનાથ બાળક કે જેને ગૂમડાં થયાં હોય, કાનમાંથી પાસ જતું હોય, દાંત સડતા હોય, માથામાં જૂઓ પડી હોય, પણ તેને કોઇ દવાખાને લઇ જતું ન હોય.

એનું નામ અનાથ બાળક કે જેને ભૂખ લાગી હોય પણ રાંધવાવાળી આળસ કરીને તેને જમવા આપવા ન ઊઠે.

એનું નામ અનાથ બાળક કે જેનાં માબાપ પાસે પૈસા હોય છતાં તેને જોઈતી ચીજ ન મળે.

એનું નામ અનાથ બાળક કે જેણે શું પહેરવું અને શું ન પહેરવું તે નોકર કે આયા નક્કી કરી આપે.

એનું નામ અનાથ બાળક કે જેને માબાપના મિત્રો આગળ તેમને રાજી કરવા ગાઈ બતાવવું પડે કે નાચી બતાવવું પડે.

*

: ૮૫ :

## તમે શું ધારો છો

“બા, મોટીબેન સાથે હું હવેલીએ જાઉં ? મારે શ્રીનાથજીનાં દર્શન કરવાં છે.”

“ભલે જા.”

" બાપા, હું આજે ઉપવાસ કરું ? આજે શિવરાત્રિ છે."

" હા, ભલે કર. "

" બા, રસૂલ સાથે મસીદમાં જાઉં ? નમાજ કેમ પઢાય એ મારે જોવું છે. "

" જા, જોઈ આવ. "

" બાપા, મેરીબેન સાથે દેવળમાં જાઉં ? હું પણ પ્રાર્થના કરવાનો. "

" ભલે જા, દેવળમાં જઈ આવ. "

૨

" બા, મોતીબેન સાથે હું હવેલીએ જાઉં ? "

" આપણે ત્યાં ન જવાય; શિવમંદિરે જા. "

" બાપા, હું શિવરાત્રિનો ઉપવાસ કરું ? "

" ના રે, આપણે તે વળી શિવરાત્રિ કેવી ? આપણે તો એકાદશી કરાય. "

" બા, હું રસૂલ સાથે મસીદમાં જાઉં ? "

" મસીદમાં ? મસીદમાં તે જવાય ? તું કાંઇ મુસલમાન છે ? "

" બાપા, મેરીબેન સાથે દેવળે જાઉ ? મારે પ્રાર્થના કરવી છે. "

" મૂરખા ! વિશ્વાસી* થઈ ગયો કે શું ? આપણાથી ત્યાં ન જવાય. "

❋

---

* ખ્રિસ્તી

: ૮૬ :

## એક પ્યાલે પાણી પીવાય ?

મેં એક જણને ટપારીને કહ્યું: "ભલા, આ છોકરાં એક જ પ્યાલે પાણી પીએ છે તે ઠીક નહિ. એમાં તો એકબીજાના મોંના અને બીજા રોગો એકબીજાને વળગે છે."

તે કહે: "એ તો ભાંડરડાં કહેવાય; એનું કાંઈ નહિ."

મને તેમનું કહેવું સાચું લાગતું નથી.

તમને વાંચનારાઓને શું લાગે છે ?

દાક્તર કહે છે: "એમ ન પીવાય. સૌએ સૌના પ્યાલા જુદા રાખવા, અથવા ખોબાથી પીવું, અથવા અદ્ધરથી પીવું."

પણ આપણે શું જોઇએ છીએ ? અનેક ઘરોમાં સૌ એકબીજાને પ્યાલે પાણી પીએ છે; કોઇ એ તરફ ધ્યાન પણ આપતું નથી.

મેં પોતે બાલમંદિરમાં અને ઘરમાં તો સૌ સૌના પ્યાલા જુદા રાખ્યા છે; આ વાંચનારાંઓ શું કરશે ? દરેકને માટે પ્યાલો જુદો રાખવો એટલે થોડો જ વધારે ખર્ચ; બહુ જ થોડો. ને મોટો એવો ફાયદો. એકબીજાના ચેપી રોગોમાંથી બચવું અને સ્વચ્છતા અને શિષ્ટતા બન્ને સાચવવાં. સૌ કોઇ પહેલી તકે સૌ સૌના પ્યાલા જુદા કરી નાખશે ?

*

: ૮૭ :

## ખજૂર નથી ભાવતો

બાળકો એકીસાથે બેસી નાસ્તો લેતાં હતાં.

નાની વિમળે પોતાના વાટકામાંથી થોડોએક ખજૂર પાછો આપી દીધો.

પાસે બેઠેલા શિક્ષકે અવલોકન ઉપરથી વિચાર ઘડ્યા : “ વિમુ આજકાલ માંદી રહે છે. કેટલી બધી સમજુ લાગે છે ? ન ખાવા જેવી ચીજ એની મેળે જ આપી દીધી. ”

આગળ વિચાર ચાલતો હતો એટલામાં જ વિમુએ એની ગોઠણને કહ્યું : “ એ તો ખજૂર મને નથી ભાવતો એટલે મેં આપી દીધો. ”

શિક્ષક મનમાં ગમ ખાઇ ગયો.

*

: ૮૮ :

## બાપુજી સાથે નથી

ઘોડાગાડીમાં બેસી બાળકો ફરીને પાછાં આવતાં હતાં. તેઓ ખૂબ આનંદમાં દેખાતાં હતાં. ગાડી ધીમે ધીમે મારી નજીક આવતી હતી.

મારા મનમાં થયું : “ એના પિતા કેટલા સમજુ હશે ? બાળકોને આનંદ મળે તેવી ગોઠવણ કર્યા કરતા હોય એમ લાગે છે. હું ઇચ્છું કે દરેક પિતા બાળકોને ફરવા જવા દે. ખુલ્લી હવા અને કુદરતનો આનંદ લેવા દે. આ બાળકો આ હસતી કુદરત સાથે કેવાં હસી રહ્યાં છે ! ખરેખર એના પિતા તરફ માન ઊપજે છે. ”

ગાડી નજીકથી પસાર થઈ ને તેમાંથી એક બાળકના મોંમાંથી શબ્દો નીકળતા સાંભળ્યા : “ આજે ગાડીમાં બહુ મજા પડે છે. આજે બાપુજી સાથે નથી. ”

પેલા પિતા સંબંધેનું મારું માન હવે કેટલું રહ્યું હશે ?

*

: ૮૯ :

## બાને નથી ગમતું

ચંચળ અને લક્ષ્મી અંદર અંદર વાતો કરતાં હતાં.

ચંચળ કહે: "લક્ષ્મી, મને તારા જેવી ઢાલણી બહુ ગમે છે. તારી જેમ જ એકલાં સૂવાની મરજી થાય છે."

લક્ષ્મી કહે: "ત્યારે કેમ સૂતી નથી?"

ચંચળ કહે: "પણ બા ઢાલણી ભરાવે ત્યારે ના? એ તો ભરાવતી જ નથી."

લક્ષ્મી કહે: "હું બાને કહીશ કે ઢાલણી ઝટ ભરાવે."

ચંચળ કહે: "પણ એ તો બાને મારા વિના નથી ગમતું ને મને ભેગી સુવરાવવા માટે ઢાલણી નથી ભરાવતી."

લક્ષ્મી કહે: એવું તે હોય?"

ચંચળ કહે: "સાચે! બા મને પરાણે ભેગી સુવારે છે. મને તો નોખા સૂવું બહુ ગમે છે પણ બાને નથી ગમતું."

*

: ૯૦ :

## મને લાગી ગયું

નાની વિદ્દુ રડવા લાગી.

"કેમ શું છે બેન? કોણે લગાડ્યું?"

"કહે તો ખરી, કોણે માર્યું?"

વિદ્દુ રડતી હતી.

ચિડાઈને બાએ કહ્યું: " આ છેને ચંપલી, એણે માર્યું હશે. "

બાપાએ ઉમેર્યું : " ચંપલીની ટેવ જ એવી છે. જો કોઈ દિ' વિદુને હાથ અડાડ્યો છે તો ! "

બાએ ચંપા સામે હાથ ઉગામ્યો : " જો આ ચંપા છે જ એવી ! "

બિંદુએ રડવું અટકાવી કહ્યું: " બા, ચંપાએ મને નથી માર્યું; એ તો એનાથી મને લાગી ગયું. ચંપાનો વાંક જરા યે નથી. "

*

: ૯૧ :

## એ...પણે બાપુ આવે

" એ પણે...બાપુ આવે. હૈયાં ! "

" ચાલો ત્યારે હવે પછી વાંચશું. "

" આજે મારે બાપુને મેં ગોઠવેલી જોડાની હાર બતાવવી છે, જો પેલી રહી. બાપુ કહેશે સુંદર છે. "

" ઊભો રહે; માટીનાં રમકડાં બનાવ્યાં છે તે મેડી ઉપરથી લઈ આવું."

" જો તો જરા, આ બાંય ચડાવી દેને ? મારા હાથ શાહીવાળા છે. બાપુનો ખડિયો અને હોલ્ડર સાફ કરું છું."

" પેલી બાપુની ચોપડીમાં નિશાન મૂક્યાં કે ? એ ચિત્રો બાપુને બતાવવાનાં છે. "

૨

" એ... પણે બાપુ આવે "

" જા જા, ઝટ ચોપડી લઈને બેસી જા. નહિતર બાર વાગ્યા સમજજે ! "

" એલા આ તારા જોડા રસ્તામાંથી ઉપાડી લે; બાપુ ભાળશે તો લગાવશે. "

" કોણ, બાપુ આવે છે કે? ચાલ મને ઝટ ઝટ હાથ ધોઇ લેવા દે. કહેશે કે ગારાવાળા કેમ કર્યા? "

" એ રૂખી, સરખું ઓઢ; જો બાપુ દેખાયા. કાલે કાન ખેંચ્યો હતો તે ભૂલી ગઈ? "

" એલા મૂકી દે ઇ બાપુની ચોપડી. બાપુએ નો'તું કીધું કે જો કોઈ અડયા છો તો...! "

*

: ૯૨ :

## તમને શું લાગે છે?

શિવજીભાઈ બહુ કડક હતા. ઘરમાં ચાર છોકરાંઃ રતુ અમૃત, ધીરી ને છબલ. ચારે છોકરાં એમનું નામ સાંભળીને ધ્રૂજે. શિવજીભાઇને ઘેર આવવાનો વખત થાય ત્યાં તો સૌ પાઠ કરવા બેસી જાય. કોઈ ચૂં કે ચાં ન કરે. શિવજીભાઇ ઘરમાં રહે ત્યાં સુધી સૌ ડાહ્યુંડમરું. જ્યાં શિવજીભાઈ બહાર ગયા કે ફૂદાફૂદ, ધક્કંધક્કા, ગમ્મતરમત, નાચંનાચા. ચોપડી તો હાથમાં યે કોણ લે?

શિવજીભાઈ મનમાં એમ સમજતા હશે કે છોકરાં કેવાં ડાહ્યાં અને કામઢાં છે?

શિવજીભાઈ મનમાં એમ સમજતા હશે કે જોયું, મારો રોફ કેવું સરસ કામ કરે છે ?

શિવજીભાઇ મનમાં એમ પણું માનતા હશે કે મને છોકરાંને સીધાં રાખતાં બહુ આવડે છે.

શિવજીભાઈ ભલે એમ ધારે, પણ તમને સૌને શું લાગે છે ?

*

: ૯૩ :

## શાંતિમાં ભંગ કેમ પાડે છે ?

બાલમંદિરમાં વારંવાર શાંતિની રમત ચાલે છે. એકાદ ઓરડામાં બાળકો બધાં ભેગાં થાય, શાંતિથી બેસે, હાથ હલતા બંધ થાય, પગ કે માથું પણ ન હલે. બધાં બાળકો સ્થિર થાય, ધીમે ધીમે ઓરડાનાં બારણાં ઉપરના પડદા પડે ને કોઇ કોઈ બારણાં બંધ થાય અજવાળો ઓરડો અંધારો થવા માંડે. ઝાંખું મજાનું અજવાળું; સુંદર મજાનો દેખાવ. બરાબર શાંતિ જામે એટલે સંગીત શરૂ થાય. સૌ સાંભળવામાં તરબોળ હોય ત્યાં ' એં એં', ઉં ઉં 'નો અવાજ આવે ને રમતમાં ભંગ પડે. રામજી જ રડતો હોય. ઊભો થઈને ભાગવા માટે બારણા સુધી આવ્યો હોય.

કારણ શોધતાં એમ જડયું કે તોફાન કરે તો રામજીને એના બાપા અંધારા ઓરડામાં પૂરે છે અથવા અંધારા ઓરડામાં પૂરી દેવાની ધમકી આપે છે.

બાલમંદિરના અંધારા ઓરડામાં પેલી બીક અને અનુભવ સાંભરે છે, ને રામજી શાંતિની રમતમાં ભંગ પાડે છે.

*

: ૯૪ :

## એઠું કેમ ખાય છે?

બાલમંદિરમાં રોજ નાસ્તો હોય છે. નાસ્તા પછી સૌ બાળકો રમવા નીકળે. ચંદ્રપ્રભા સૌથી છેલ્લે રહે; ધીમે ધીમે ખાય ને પાછળ રહે. રોજ છેલ્લી મોડી મોડી નીકળે.

શિક્ષકને થયું: "આનું કારણ તેની ધીમે ખાવાની ટેવ છે, કે છે શું?"

શિક્ષકે ઝીણી તપાસ રાખી. નજરે આવ્યું કે બધાં બાળકો ગયા પછી ચંદ્રપ્રભા બીજાં બાળકોના પ્યાલામાંથી વધેલું લઈ લે છે, ને ખાઈ જાય છે.

શિક્ષકે પ્રેમથી પૂછ્યું: "ચંદ્રપ્રભા, બીજાના પ્યાલામાંથી કેમ લો છો?"

ચંદ્રપ્રભા કહે: "મને ભૂખ લાગે છે, ને તમે તો થોડું જ ખાવાનું આપો છો."

શિક્ષક કહે: "ત્યારે તમે ઘેર જમીને નથી આવતાં?"

ચંદ્રપ્રભા કહે: "આવીએ છીએ, પણ બા પૂરું ખાવાનું નથી આપતી. બા કહે છે કે ઝાઝું ખાઈશ તો ઝાડા થશે ને માંદી પડીશ. એમ કહી અરધું ખવરાવીને ઊભી કરે છે."

શિક્ષકને વાત સમજાઈ કે ચંદ્રપ્રભા એઠું કેમ ખાય છે.

*

: ૯૫ :

## બા અને બાળક

બા: "પણ તું સરખો તો ઊભો રહે! થનગન થનગન શું કરે છે?

બાળક: "મને ટાઢ વાય છે; મારાથી ઊભું નથી રહેવાતું."

× × ×

બા: "જોને, ચોરણી પહેરાવી નહિ ત્યાં તો કાઢી નાખી! છેને પણ કાંઈ?"

બાળક: "બા, એમાં એક કીડી હતી તે કરડતી હતી."

× × ×

બા: "જોજે, અહીં આવીશ તો મારી નાખીશ!"

બાળક: "ત્યારે માંદો પડું છું ત્યારે દવા શું કામ કરે છે?"

× × ×

બા: "જોને, રકાબી પાડી નાખી ને ભાંગી નાખી"

બાળક: "મેં રકાબી નથી પાડી; ચીકણી હતી તે લપસી ગઈ."

× × ×

બા: "મારે તે કરવું શું? આ લૂગડાના તો કટકેકટકા કર્યા!"

બાળક: "ઘણા બધા કટકા નથી કર્યા; ફક્ત બે જ કટકા કર્યા છે. મારે પગે પાટો બાંધવો છે."

× × ×

બા: "ક્યારનો સળવળ સળવળ શું કરે છે? સરખું સૂતાં યે નથી આવડતું?"

બાળક: "બા, મચ્છર ગણગણ કરી કાન આગળ આવે છે."

× × ×

બા: "એ હવે કેમે કરીને નહાવા ઊઠશો? ક્યાં સુધી રમશો?"

બાળક : "પણ તેં નથી કહ્યું કે બોલાવું ત્યારે આવજો ? એકે વાર તેં અમને બોલાવ્યા તો નથી !"

* * *

બા: "જો કેવી ખરાબ ટેવ છે ! ખાતાં ખાતાં પાણી ઢોળ્યું."

બાળક: "પણ બા, શાક તીખું લાગે છે તે મોઢું બળે છે."

*

: ૯૬ :

## મતાગ્રહ અને સ્વાતંત્ર્ય

૧

હું કહું છું કે રોજ દેવદર્શને જવું જઇએ.

બસ ચોરણી જ પહેર; મને ચોરણી પહેરે તે જ ગમે.

જોને, આમ તે વાળ ઓળાય ? આમ મારી જેમ ઓળ.

તે એમાં શું ? થોડું થોડું મરચું ખાતાં યે શીખવું જોઇએ.

જો ભા, એમ ન બેસાય. એમ બેસીએ તો ભૂંડા લાગીએ.

એમ તે હાથ ધોવાય ? કોણી સુધી ધોવા જોઇએ.

બાજરાના રોટલા ભાવવા જ જોઇએ; મને તો બહુ જ ભાવે છે.

૨

ભાઈ, જેને દેવદર્શને જવું હોય તે જાય.

તને ગમે તે પહેર; ચોરણી ગમે તો ચોરણી ને ઘાઘરી ગમે તો ઘાઘરી.

તને ગમે તેમ વાળ તેં ઓળ્યા, ને મને ગમે તેમ મેં ઓળ્યા.

ભાવે તો મરચું ખા; નહિતર આ શાક છે તે મોળું છે.

જો ભા, આમ બેસીશ? એમ બેસે તો સૌને જરા જગા વધે.

જો આમ ઘસીને હાથ ધો; બગડ્યા હોય તેટલા ધોઇએ.

બાજરાનો રોટલો ન ભાવે તો ઘઉંનો ખા; કોઇકને ન પણ ભાવે.

*

: ૯૭ :

## પ્રશ્ન કેમ પૂછતો નહોતો?

હીરો બાલ મંદિરમાં આવ્યો ત્યારે ચાર વર્ષનો હતો. હીરો દીઠે રૂડોરૂપાળો; હીરો લૂગડાં પણ સ્વચ્છ અને સારાં પહેરી લાવતો.

હીરાનું બાલમંદિરમાં એક વર્ષ વીતી ગયું. બધાં બાળકો કંઇ ને કંઇ પ્રશ્ન પૂછે પણ હીરો સદા એ રીતે મૂંગો જ હોય. હીરાના મોંમાંથી એક પણ પ્રશ્ન ન નીકળે; જાણે કે હીરાને કશું ય જાણવાની ઈચ્છા જ નથી.

બાલમંદિરના શિક્ષકના મનમાં વિચાર ઊઠયો: "આનું, કારણ શું?" બાલમંદિરનો શિક્ષક એટલે અવલોકનકાર; અવલોકયા પછી તેનું કારણ શોધનાર. "હીરો શા માટે સવાલ ન પૂછે? કુદરતી જિજ્ઞાસા એનામાં પણ હોય; હોવી જ જોઇએ." શિક્ષકના મનમાં વિચાર ઘોળાયા કરતો હતો.

હીરાની સાથે રમતાં ફરતાં બાળકોને અને હીરાને પાછળ ઊભા રહી શિક્ષકે જોઈ લીધાં. ત્યાં પણ હીરો પ્રશ્ન પૂછતો નહોતો.

શિક્ષકે વિચાર કર્યો : "આનું કારણ ઘરમાં તો નથી?"

અને સાચે જ કારણ ઘરમાં હતું. મા કે બાપ બેમાંથી હીરો કોને પ્રશ્ન પૂછે? બાપા દિવસ બધો વેપારમાં રહેતા; બા દિવસ બધો સભામાં ને ઘરવ્યવસ્થામાં રોકાતી. નોકરો સવાલનો જવાબ કેવો આપે તે તો આપણે જાણીએ જ છીએ ના!

*

: ૯૮ :

## આવું હજી છે?

૧

"બસ, ન આવડે કેમ? રોજ ને રોજ ભૂલી જ જાય છે? ગોખ્યાગોખ કરીએ તો કેમ ન આવડે? અમો નાના હતા ત્યારે એમ જ કરતા; ને ન આવડતું તો તડ દઈને લપાટ પડતી. ચાલો, ગોખ, ગોખ. સામે શું જુએ છે, આમ ડોળા કાઢીને? ગોખ્યા વિના ક્યાંથી આવડશે? ને નહિ આવડે તો ભીખ માગીશ ભીખ; ને આજ તો ભીખે કોણ આપશે? ભૂખે મરીને રવડી મરીશ."

૨

"જોને ટોકળા જેવડી થઈ પણ આવડે છે એકે ય કામ? એક તણખલું તોડીને બે તો નથી કરતી. એક વધી જાણ્યું ને ઊછળી જાણ્યું છે, ને બે ટંક ખૂબ ખાઈ જાણ્યું છે! ત્યાં સાસરે સાસુ તારી સગી નથી. એ તો હું બધું ચલવું, મા જનેતા છું તેથી. જોજેને, હેરાન હેરાન ન થઈ જા તો!"

*

: ૯૯ :

## શેઠાણી, ગાડીવાન ને છોકરાંઓ

૧

"એ આમ આવ, આમ આવ! કેમ આટલો બધો મોડો આવ્યો? ભાન નથી કે તારા વિના છોકરાં બેસી રહ્યાં છે? યાદ રાખજે કાલથી મોડો આવ્યો છે તો! ખબર નથી રોજ છોકરાંને ફરવા લઈ જવાનાં છે? શેઠનો શો હુકમ છે? જો આજે તો જવા દઉં છું; કાલ શેઠને જ કહીશ. ચાલ જા, ગાડી તૈયાર કરીને છોકરાંને લઈ જા."

૨

"એ છોકરાંઓ આમ આવો, આમ. કેમ ક્યારનો વખત થયો છે ને બોલાવું છું છતાં આવતાં જ નથી? હવેથી સાદ કરું કે તરત આવજો, નીકર ગાડી હાંકી જઇશ. યાદ રાખજો, જો કાલથી નથી આવ્યાં તો? શેઠાણીએ શું કીધું છે? સાંજ પડે તે પહેલાં સૌને પાછાં લાવવાં. ચાલો બેસી જાઓ; આજે તો જવા દઉં છું."



: ૧૦૦ :

## પોતાનાં રમતાં બાળકો પ્રત્યે

ફોજદાર : "એઈ, ચૂપ રહો! ગડબડ કોણ કરે છે? માર ખાવો છે કે?"

વકીલ : "એઈ, ગડબડ નહિ. પેલી બાજુએ જાઓ જોઇએ? અહીં કામ ચાલે છે."

પ્રોફેસર : "જુઓ તો; પેલાંઓને કહોને કે પેલી બાજુ રમે. આ હું જરા વાંચવામાં છું."

દાકતરઃ "છોકરાંઓ, અલ્યાં ભાગ્યાં, કે દવાબવા પીવી છે ?"

માસ્તરઃ "રતુડા, જીવલી! આટલી બધી ગડબડ! બંધ કરો, બંધ કરો."

મોન્ટીસોરી શિક્ષકઃ "પેલી જગાએ રમશો કે? અહીં હું જરા કામ કરું છું."

કિન્ડરગાર્ટન શિક્ષકઃ "અલ્યાંઓ! પણે પણે; એ પેલી જગા. કેવી સરસ ? બહુ સરસ! ત્યાં જાઓ, કેવું મજાનું છે ?"

મુલાયમ પિતાઃ "અરે ભાઇઓ, ગડબડ કરોમા ને! મને અડચણ પડે છે."

યુકિતબાજ પિતાઃ "ચંદુ, કંચન કેવાં ડાહ્યાં છોકરાં છે! અહીં ન રમીએ હં; અહીં હું કામ કરું છું. પણે જાઓ બેટા!"

થાકેલો પિતાઃ "ઉંહ્! આ બાળકો તો બહુ કંટાળો આપે છે! એ, જરા જાઓને ? પેલી બાજુ રમોને ?"

ચિડાયેલો પિતાઃ "કેમ પેલી બાજુ જાઓ છો કે ? જાઓ છો કે નહિ ? નહિ જાઓ તો..."

કુંભારઃ "એલા ગધેડાઓ, ભાગો છો કે ? આ ઊભો થયોને, તો ડફણાવીશ હો કે ?"

લુહારઃ "ભાગો છો કે નહિ ? નહિંતર આ કોયલો છૂટો માર્યો સમજો."

હજામઃ "માળા, આ છોકરા જોને ફાટયા છે ? પણે મૂંડાવો, પણે. બે ઘડી બેસવા તો દો!"

અબૂજ બા: " આ છોકરાંએ તો હરવાળ્યાં ! એલા રતુ, ટપુ, આઘા મરો છો કે નહિ ?"

રાંધતી બા " કેમ રે લીલુ, વિનુ, અહીંથી ખસો છો કે વેલણ છૂટું મારું ?"

ચોપડી વાંચતી બા: " કોણ એ ગડબડ કરે છે ? જાઓ, પેલી ઓરડીમાં બેસોને વાંચો. લેસન નથી કરતાં ને રખડો છો કે ?"

શેઠાણી: " જોને, મહેતાજી હજી કેમ નથી આવ્યા ? આ છોકરાંએ માથું પકવી નાખ્યું. મહેતાજીને કહેવું જોશે કે વહેલા આવે."

અભણ સ્ત્રી: " ઈ ધકોડા નહિ ચાલે! જાઓ રોયા શેરીમાં; એ...મોટી પડી છે."

વિદ્વાન પિતા: " રમેશ, વધુલક્ષ્મી, અહીં ના રમીએ, જુઓને, અહીં અમે પ્રવૃત્તિમાં છીએ. પેલી બાજુએ ખેલીએ."

ઘાંચી: " અલ્યાઓ, ત્યાંથી નાસો છો કે ? આ બળદને બદલે ઘાણીએ જોડ્યા જાણજો."

મોચી: " માળા, આ છોકરાંઓ તો ફાટચા લાગે છે ! એ, પેલી ભીંત પાસે રમો છો કે ? આ રાંપી જોઈ છે ?"

વાણિયો: " આમ આવો, આમ. પાઠ કર્યા વિના રમવા ક્યાં ચાલ્યાં ? ચાલો જોઈએ, ભણવા બેસો જોઈએ. રમ્યા કરશો તો ભણશો શું ?"

બ્રાહ્મણ: " હવે રમવું બંધ રાખવું છે કે ? રમ્યારમ કરશો તો ભીખ માગશો, ભીખ ! છાનાંમાનાં ભણવા બેસો, ભણવા !"

અમલદાર: “ એ જસમત, આ છોકરાં ઘરમાં ગડબડ કરે છે તે ફરવા લઈ જા જા, બાગમાં બે ઘડી લઈ જા.”

દરજી: “ એ સા......રમ્યે દિ’ નહિ વળે. સખણો મર્ય. સખણો !”

*

: ૧૦૧ :

## અર્ધદગ્ધ આયા એટલે

આયા એટલે એકાદ અર્ધદગ્ધ કાંઈક અંગ્રેજી ભણેલી ને પેટને માટે નોકરી કરનારી બાઈ.

આયા એટલે શેઠને મન બાળકોને સાચવવા રાખવા માટેનું હોશિયાર અને લાયક માણસ!

આયા એટલે શેઠાણીને મન છોકરાંને પોતાનાથી દૂર રાખવા માટેનું સોંપ્યાઠેકાણું.

આયા એટલે મોટે ભાગે છોકરાંઓને ન ગમે તેવા રૂપ-રંગની કૃતિ.

આયા એટલે શ્રીમંતને મન ઘરનું એક આવશ્યક ઘરાણું.

આયા એટલે અમીર ઉમરાવોને પદવી શોભાવવાનું એક વધારે સાધન.

આયા એટલે કેળવણીમાં સમજવાનો દાવો કરનારને મન બાળકોને માટે અમે કંઈક કરીએ છીએ એવો સંતોષ લેવાનું સ્થળ.

આયા એટલે વગર કારણે ઘરમાં વારંવાર શેઠશેઠાણી અને અન્ય નોકરો વચ્ચે ખટપટ જગાડનારું પાત્ર.

આયા એટલે શેઠાણીનો યે શેઠ.

આયા એટલે શેઠાણીના માતૃપદનું જીવંત અપમાન.

આયા એટલે શેઠશેઠાણીએ પોતાનાં બાળકો માટે રાખેલ ગોવાળ.

આયા એટલે "ચૂપ રહો; ગડબડ નહિ, શેઠકુ બોલેગા" એમ કહીને બાળકોને ડાહ્યાં બનાવનાર શિક્ષક.

આયા એટલે "કારણકે બાળક જંગલી બન્યું હતું." એમ કહી શિક્ષા કરીને તેને સુધારનાર શિક્ષણશાસ્ત્રી.

આયા એટલે બાળકોનો 'બિલાડો' અગર 'વાઘ.'

આયા એટલે બાળકને ચોંટિયો ભરી રડાવીને "કેમ રડે છે?" એમ દમ મારીને પૂછનાર બાઈ.

આયા એટલે ઝટ ઝટ બાળકોને લૂગડાં પહેરાવી, બૂટ પહેરાવી, ધીરજથી બાળકને જાતે કરવા દેવાને બદલે પોતે કરી દેનાર, ને કાશ કાઢનાર–બાળકને અપંગ બનાવનાર એક વૈદ્યશાસ્ત્રી.

આયા એટલે ફરવા જાય ત્યાં ટોળે મળીને, ભેગી થઈને હલકી હલકી સામાજિક વાતો ચલાવે તેનો લાભ બાળકોને આપનાર, બાળકોનાં માબાપોએ ખર્ચ કરીને રાખેલ સમાજશાસ્ત્રી.

આયા એટલે માબાપ પાસેથી કંઈક છૂટ અપાવનાર, માબાપ પાસેથી કંઈક હક્ક મેળવી આપનાર ને પોતાનું કહ્યું કરવું જોઈએ એવી શરતે કામ કરનાર બાળકોનો વકીલ.

આયા એટલે ઘરમાં પેસી ગયેલ ઘૂસ.

આ બધું જાણતાં ન હોય તેઓ આયાથી દૂર અને તેની પાછળ ઊભાં રહી જોઈ લે. માલૂમ પડશે કે આયા કેવું પ્રાણી છે.

*

: ૧૦૨ :

## બા મારે છે

" કોને કોને પોતાની બા મારે છે ? "

" અમને. અમને. " પચાસ હાથ ઊંચા થયા.

" ચંપક, તમને કેમ મારે છે ? "

" ખુરશી ઉપર ચડીને કૂદકા મારીએ છીએ એટલે. "

" લીલુ, તમને કેમ ? "

" બાને દાંતિયે માથું ઓળીએ છીએ માટે. "

" શિવજી તમને કેમ ? "

" અમે બાપાની કલમે લખતા હતા માટે. "

" રાધા, તમને કેમ ? "

" બાને કીધું કે મારે ઝટ ખાવું છે માટે. "

" કિરીટ, તમને કેમ ? "

" અમે તોફાન કરીએ છીએ માટે. "

" શું તોફાન કરો છો ? "

" કોણ જાણે. "

" શૈલેશ, તમને કેમ ? "

" બા, સાથે સિનેમા જોવા જવા રડીએ છીએ માટે. "

" દેવીબેન, તમને કેમ ? "

" અમે કજિયા કરીએ છીએ માટે. "

" શું કામ કજિયા કરો છો ? "

" અમને ખબર નથી. "

*

: ૧૦૩ :

## માબાપોને શું કહેવું ?

બધાં બાળકો આનંદથી રમતાં હતાં હાસમ મંદ થઈને બેઠો હતો.

" હાસમ, ઊઠો ઊઠો ! જાઓ, પેલાં રમે છે તેની સાથે રમોને ! "

હાસમે સામે ય ન જોયું. એમ ને એમ બેસી રહ્યો. હાસમને હાથ લગાડ્યો; શરીર ગરમ હતું. થરમોમિટર મૂક્યું તો તાવ ૧૦૧ ડિગ્રી હતો !

× × ×

ચંદ્રા રડતી રડતી મારી પાસે આવી.

" કેમ રડો છો બેન ? શું જોઈએ છે ? "

ચંદ્રા બોલી નહિ. રડવા લાગી.

ચંદુભાઈ, થરમોમિટર લગાડો જોઈએ ? વખતે એને પણ તાવ ન હોય ! "

ચંદુભાઈ તપાસીને કહેઃ " ૧૦૨॥ ડિગ્રી તાવ છે ! "

× ણ ×

વિનુ રડતો રડતો સૂતો હતો.

" વિનુભાઇ, ઊઠો જોઈએ. ચાલો ચિત્રો બતાવું. "

વિનુને હાથ આપી ઉઠાડવા ગયો તો બમણો રોવા માંડ્યો. વિનુને ઉપાડીને તેડ્યો ત્યાં તો ચીસેચીસ પાડી. શરીરે તાવ તો નહોતો. લૂગડાં કાઢીને જોયું તો સાથળ પર સોજો હતો અને ઘામિયું ગૂમડું હતું !

× × ×

રાધા વાર્તા સાંભળતાં સાંભળતાં એકાએક રડવા લાગી. મેં શાંત પાડવા માટે ખોળામાં લીધી મારો ખોળો ભીનો થઇ ગયો તેને પાણી જેવા ઝાડા થયા હતા ને પેટમાં વાઢ આવતી હતી !

× × ×

શાંતાબેન સામે ઊભાં હતાં. માથા સામે જોયું તો તેના માથામાં જૂઓ દેખાઇ; એક–બે તો ચાલી જતી હતી. એક શિક્ષિકાબેને બેચાર તો ત્યાં જ લઈ લીધી. શાંતાબેન બધો વખત માથું ખજવાળતાં હતાં અને શરીરે દૂબળાં તેમ જ નિસ્તેજ દેખાતાં હતાં.

બાલમંદિરમાં આવાં બાળકો પણ આવે છે. ગરીબનાં આવે છે એમ નહિ; પૈસાદારનાં પણ આવાં જ આવે છે. માબાપનું તે તરફ ધ્યાન ખેંચીએ છીએ ત્યારે કોઇ કહે છે : " એમ ? એને તાવ હતો ? આવ્યો હશે. " કોઈ કહે છે : " માળું ! તાવ તો એને આવતો નથીને ? એ તો ઊતરી જશે. " કોઇ કહે છે: " એ તો ઉનાળો ગયો છે એટલે ઘામિયું થયું છે. છોકરાંને આ ઋતુમાં ઘામિયાં બહુ થાય. " કોઈ કહે છે: " એ તો એણે કાચા ઘઉં ખાધા હતા એટલે ઝાડા થઇ ગયા હતા. દાક્તરે દવા આપી તે નીકળી ગયા. "

માબાપો ! કહો ત્યારે, મારે અને તમારે શું કરવું જોઇએ ?



: ૧૦૪ :

## બાળકો મનમાં બોલે છે

જુઓને, બાપા તો બેઠા બેઠા છાપાં વાંચ્યા જ કરે છે; બા જ બધું ઘરનું કામકાજ કર્યા કરે છે.

બાપા તો કોઇને પોતાની ઓરડીમાં આવવા જ નથી દેતા. પણ બાની ઓરડીમાં જવાની સૌને છૂટ છે.

બાપા જરાક બોલીએ તો કહે છે: "ચૂપ, ગડબડ નહિ. અહીંથી ભાગો." પણ બાની પાસે ગડબડ સડબડ બધું ચાલે. બા કોઈને કહેતી નથી કે ભાગો.

બાપા રોજ એક જ સવાલ પૂછે છે: "કેમ, નંબર કેટલામો આવ્યો? લેસન બરાબર કર્યાં હતાં?" બા તો કેટલી યે વાતો કરે છે.

બાપા ગંભીરતાથી બેસી રહે છે ને અમારી સાથે બહુ જ થોડું બોલે છે. બા તો વાતો કરે, હસે ને હસાવે; એ તો અમે ન બોલીએ તો યે બોલાવે.

બાપાની અમને બહુ બીક લાગે છે. આઘેથી દેખાય ત્યાં તો અમે ડાહ્યાંડમરાં થઈને બેસી જઇએ છીએ. બાની બીક જરા યે લાગે તો કે? એની આગળ તો બધું ચાલે. જરા ધમાધમી, ધિંગામસ્તી, બધું.

*

: ૧૦૫ :

## હું ગમ્યો નહિ કારણકે—

બાળકને હું ગમ્યો નહિ, કારણકે હું વધારે પડતો ગંભીર હતો.

બાળકને હું ગમ્યો નહિ, કારણકે હું ગંદો હતો.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે હું બહુ ઉતાવળથી બોલતો હતો.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે હું તેની હાજરીમાં બીજાને વઢતો હતો.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે મેં તેને એકદમ ઊંચું કર્યું.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે મેં તેની બોચી થોભી બચી લીધી.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે મેં તેને તુંકારે ને ઊંચે સાદે બોલાવ્યું.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે હું ધબધબ ધબડ-ધબડ ચાલતો હતો.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે હું તેને ગલીપચી કરવા લાગ્યો.

બાળકને હું ગમ્યો નહિ, કારણુકે મેં એને ખોળામાં બેસવાનું કહ્યું.

બાળકને હું ગમ્યો નહિ, કેમ કે મારું મોઢું ગંધાતું હતું

*

: ૧૦૬ :

## રડીએ તો ગાંડા કહેવાઇએ

નોકર : " રડીએ તો ગાંડા કહેવાઇએ. "

બાળક રડે છે કારણુકે તે બાલમંદિરમાં પહેલવહેલું જ આવેલું છે; તેને આવું વાતાવરણુ નવું લાગે છે; તે મનમાં ઘર, બા અને ભાંડુઓને સંભારે છે ને મૂંઝાઇ જઇ રડી પડે છે. નોકર તેને કહે છે: " રડીએ તો ગાંડા કહેવાઇએ. "

બાલમંદિરનો શિક્ષક નોકરને પૂછે છે: "તું રડે તો ગાંડો કહેવાય કે નહિ ?"

નોકર કહે : "ના, હું ન કહેવાઉં."

શિક્ષક કહે : "ત્યારે આ બાળક શાનું કહેવાય ?"

નોકર : "બાળક તો કહેવાય."

શિક્ષક : "એટલે બાળક રડે તો ગાંડું બની જાય, એમ તું ધારે છે ?"

નોકર: "ના, ગાંડું તો ન થઈ જાય; પણ તે રડે ત્યારે તેને એમ કહેવું જોઇએ કે રડીશ તો ગાંડો કહેવાઇશ."

શિક્ષક : "એમ શા માટે કહેવું ?"

નોકર : "કેમ કે એમ કહેવાથી બાળક રડતું મટી જાય."

શિક્ષક : "પણ બાળકને એમ નહિ લાગે કે જો રડીશ તો ગાંડો કહેવાઈશ; અને તેમ તેના મનમાં લગાડવું એ તો ખોટું કર્યું કહેવાય !"

નોકર : "ખોટું કે સાચું, અમારે તો બાળકોને જેમ-તેમ કરીને ઠેકાણે રાખવાં જોઇએ ના ? બાળકો તો એવાં છે કે ઘડીએ ને પહોરે રડ્યા કરે. રડવા દઇએ તો તમે ખિજાઓ, શેઠ અને શેઠાણી ખિજાય; પછી આવું કંઇક લાવવું જોઇએ ના ?"

શિક્ષક : "પણ શેઠ તને આવું કહેતાં સાંભળે તો ધમકાવે કે નહિ ?"

નોકર : "ના રે; શેઠ અને શેઠાણી બન્ને બાળકને એક સો ને એક વાર કહે છે કે રડીએ તો ગાંડા કહેવાઈએ !"

શિક્ષક બાળકને પૂછે છેઃ " હેં ભાઇ, તમે ગાંડા છો કે ડાહ્યા ? "

બાળકઃ " હું તો ગાંડો છું. "

શિક્ષકઃ " કેમ ? "

બાળકઃ " હું ગાંડો છું એમ. "

શિક્ષકઃ " પણ ડાહ્યા નહિ કે ગાંડા કેમ ? "

બાળકઃ " હું રડું છું તેથી. "

શિક્ષકઃ " રડ્યાથી ગાંડા શું કામ ? "

બાળકઃ " બા કહે છે, બાપા કહે છે, આ નોકર પણ કહે છે કે રડીએ તો ગાંડા કહેવાઇએ. એટલે ગાંડા. "

શિક્ષકઃ " પણ તમે ગાંડા કે ડાહ્યા ? "

બાળકઃ " ગાંડા. "

શિક્ષકઃ " પણ ચાલો, હું ગાંડા નથી કહેતો, ડાહ્યા કહું છું; તો ? "

બાળકઃ " પણ હું રડું તો છું; પછી ડાહ્યો કેમ ? "

શિક્ષકઃ " રડો છો શું કામ ? "

બાળકઃ " ઘેર જવું છે. "

શિક્ષકઃ " ત્યારે એમાં ગાંડા શું કામ ? "

બાળકઃ " બધાં કહે છે કે રડે તે ગાંડા. "

*

: ૧૦૭ :

## આજે નિશાળે નથી જાવું

૧

બાળકઃ " આજે નિશાળે નથી જવું. "

બાપાઃ " કંઇ નહિ, કાલે જજે. "

× × ×

બાળક: “ આ કપડું તો નથી ગમતું; બીજું પહેરું ? ”

બાપા: “ ત્યારે બીજું પહેર; ગમે તે પહેર.”

× × ×

બાળક: “ આટલું હવે નહિ ભાવે; પડયું રહેશે. ”

બાપા: “ ઠીક, ત્યારે પરાણે ન ખાતો. ”

× × ×

બાળક: “ હવે આ ઓરડીમાં હું નહિ વાંચું; મને નથી ગમતી. ”

બાપા: “ કંઇ નહિ; ત્યારે પેલીમાં વાંચ. ”

૨

× × ×

બાળક: “ આજે નિશાળે નથી જવું. ”

બાપા: “ ન કેમ જા ? જાવું પડશે. ”

× × ×

બાળક: “ આ કપડું તો નથી ગમતું બીજું પહેરું ? ”

બાપા: “ ન કેમ ગમે ? એ જ પહેર. ”

× × ×

બાળક: “ આટલું હવે નહિ ભાવે; પડયું રહેશે. ”

બાપા: “ ખાવું પડશે. પડયું કેમ મુકાય ? ”

* * *

બાળક: “ આ ઓરડીમાં હું નહિ વાંચું; મને નથી ગમતી. ”

બાપા: “ ન કેમ ગમે ? પહેલેથી વિચાર કરવો’તો ને ? હવે તો એમાં જ બેસવું પડશે. ”

*

: ૧૦૮ :

## તમારું બાળક તમને કહે કે—

ધારો કે તમારું બાળક તમને કહે કે બાપા, હું જરા લખું છું; તાણી તાણીને વાતો કરીને મને ખલેલ ન પહોંચાડો.

ધારો કે તમારું બાળક તમને કહે કે આજે તો મારા મિત્રો મને મળવા આવ્યા છે એટલે હું જમવામાં મોડો આવીશ.

ધારો કે તમારું બાળક તમને કહે કે તમે મોટાઓ નિયમિતપણે પોતાનું કામ નથી કરતા એ ઠીક નહિ.

ધારો કે તમારું બાળક તમને કહે કે આજે નિશાળે જવાની જરા આળસ થાય છે; જરા મહેતાજીને ચિઠ્ઠી લખીને મોકલાવોને કે આજે એ નહિ આવે.

ધારો કે તમારું બાળક કહે કે તમે કપડાં ગંદાં રાખો છો જોડા મેલા રાખો છો તે કાંઇ સારું નહિ; એવું અમને નથી ગમતું; એવું મોટાઓને શોભે નહિ.

ધારો કે તમારું બાળક તમને કહે કે જુઓ, બા, એમ જૂઠું ન બોલીએ; જૂઠું બોલવાથી પાપ લાગે. જુઓ, કાલથી સાચું બોલજો.

ધારો કે તમારું બાળક તમને કહે કે પૈસા કાંઈ નાખી દેવા માટે નથી; નકામી ચોપડીઓ ને કપડાં ને એવું લીધા કરો છો તે ઠીક નહિ.

ધારો કે તમારું બાળક કહે કે જુઓ તમને અમારી સાથે બરાબર વર્તતાં નથી આવડતું, માટે તમારે બાળકો

પ્રત્યે કેમ વર્તવું તે બાબતમાં અમુક ચોપડી વાંચવી.

ધારો કે તમારું બાળક કહે છે કે જુઓ, તમે બા-બાપા અંદર અંદર લડશો તો તમને ઘરમાં આવવા નહિ દઈએ, તમને જમવા નહિ દઈએ.

ધારો કે તમારું બાળક કહે કે તમને બરાબર કામધંધો નથી આવડતો માટે માસ્તર રાખવો પડશે...તો ?

*

: ૧૦૯ :

## કોઈ વાર પડદા પાછળથી જોશો ?

ટયૂશન આપવા માટે રાખેલ શિક્ષક તમારા બાળકને ભણાવે છે કે બાળકને જેતે લખાવી તે પોતે છાપું વાંચે છે?

ખાનગી માસ્તર છોકરાંઓ પાસેથી ઘરની છાની વાતો કઢાવી શેઠ-શેઠાણીને રાજી કરવા માટે તેનો કેવો ઉપયોગ કરવો તેની ખટપટમાં પડ્યો છે ?

કોઇ ન હોય ત્યારે માસ્તર "શેઠને કહીને માર ખવરાવીશ" એવી ધમકી છોકરાંઓને આપી તેમની પાસે લેસન કરાવે છે ને પોતાની મહેનત ઓછી કરે છે ?

માસ્તર છોકરાંની સાથે ભાઇબંધી કરવાના પ્રયત્નમાં પડેલ છે કે જેથી પોતાનો પગાર વગેરે વધારવામાં છોકરાંની પણ મદદ મળે ?

માસ્તર તોફાની છોકરાંઓની ખુશામત કરે છે ને તેને ભણાવી શકતો નથી અને છતાં દેખાવ રાખે છે કે પોતે ભણાવે છે ?

માસ્તર સાચેસાચ પૈસા લીધા હોય તેના પ્રમાણમાં ખરા અંતઃકરણથી સારી રીતે બાળકોને ભણાવવા મહેનત કરે છે?

*

: ૧૧૦ :

## ચંપાનો નિશ્ચય

ચંપા પાંચ વર્ષની બાળા. દિવાળી ઉપર ફટાકડા ન ફોડાય એવું વાતાવરણ ચારે કોર છે. આસપાસનાં બાળકો કોઇ ફોડતાં નથી. ચંપાના મુરબ્બીઓએ પાંચ ફટાકડા ઘરમાં આણેલા હશે.

ચંપાની સાથે વાત કરતાં વાત કાઢી: "જો ચંપા, આણ ફટાકડા ફોડાતા નથી, ખબર છેને? આણ તો ગામેગામનાં છોકરાંઓએ જ નક્કી કર્યું છે કે "અમારે ફટાકડા નથી ફોડવા." ફટાકડા ફોડીએ એટલે તો ફટફટ થાય, ધુમાડો થાય ને પૈસા પાણીમાં જાય. ફટાકડાને બદલે ગળ્યું ગળ્યું ખાવાનું ન ખાઈએ?"

ચંપા સામે જોઇ રહી. તે વિચારમાં પડી ગઇ હતી. તે કહે: "હેં! સાચે જ બધાં બાળકોએ એમ કર્યું છે? ફટાકડા ફોડવા જ નહિ?"

મેં કહ્યું: "હા, છોકરાંઓએ એમ કર્યું છે."

ચંપા કહે: "પણ એ ખોટું નહિ બોલતાં હોય?"

મેં પૂછ્યું: "એમ કેમ પૂછ્યું?"

ચંપા કહે: "ઘણાં બાળકો ખોટું બોલે છે."

મેં કહ્યું: "પણ આ બાળકોએ તો બરાબર નક્કી કરીને કહ્યું છે."

ચંપા કહે: "તો પછી મારા ફટાકડા હું નહિ ફોડું. આપણે એકલાં કાંઈ ફોડાય ?"

થોડી વાર ચંપાએ વિચારી કહ્યું: "પણ કોઇ દિ' ફોડાય કે નહિ ?"

મેં જોયું કે ચંપાને ફટાકડા ફોડવાનું મન છે અને સાથે સાથે બીજાંઓ ફોડતાં નથી માટે ફોડવું ગમતું પણ નથી. બાલસ્વભાવનું આ સારું દર્શન જોઇ મને વાતમાં રસ પડતો હતો.

મેં માર્ગ કાઢ્યો: "ફોડાય ફોડાય. મહાત્મા ગાંધી જેલમાં છે તે છૂટે ત્યારે ફોડાય. ત્યારે તો રાજી રાજી થઇ જવાનું ને કૂદાકૂદ કરવાની ને ફટાકડા પણ ધમધમ ફટફટ ફોડવાના."

ચંપાના મનને અત્યંત સમાધાન થયું. તે કહે: "ત્યારે તો હું મારા ફટાકડા કબાટમાં મૂકી રાખું. ગાંધીજી છૂટશે ત્યારે ફોડીશ."

મેં કહ્યું: "ઠીક."

ચંપાએ નિશ્ચય કરી લીધો. તેણે તે બાને ને ફોઇને જાહેર પણ કર્યો: "ગાંધીજી છૂટશે ત્યારે ફટાકડા ફોડીશ."

બાળકોના અભ્યાસીઓને આ અનુભવ ઘણો ઉપયોગી થશે.

*

: ૧૧૧ :

## હરગિજ નહિ

વખતે નોકરને ધમકાવો, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

કદાચ અંદર અંદર પતિપત્ની લડી બેસો, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

અનેક જાતની વ્યાવહારિક ચિંતાઓ પતિપત્નીને કરવાની જ હોય, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

પોતે ગરીબ હો તો મનમાં સમજો ને મિત્રને કહો, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

બીજા ઉપરની ટીકા કરવાની કદાચ ભૂલ કરી બેસો તો ભલે, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

અંદર અંદર તમારા ખાનગી જીવનની વાતો ભલે કરો, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

લહેરમાં આવીને અલકમલકની ડોળો તો તમે જાણો, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

અટપટી કુટિલ કપટનીતિની વાતો કરો તો ભોગ તમારા, પણ બાળકો દેખતાં હરગિજ નહિ

અફીણ દારૂ લેવાય જ નહિ, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

અંગત કુટેવો રખાય જ નહિ, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

અંગત ખાનગી જીવન સૌને હોય પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

બાળકોને પરણાવવા પશટાવવાની બાબતમાં વાતો ડોળો, પણ બાળકો દેખતાં તો હરગિજ નહિ.

*

: ૧૧૨ :

## માબાપો બોલે છે

" હાય હાય! એને કંઈક થઈ જશે તો?"

" એ, દાદરો પડી જશે તો?"

" એ, આગબોટ ડૂબી જશે તો?"

" એ, રેલવે અથડાઈ જશે તો?"

" એ, એને કૂતરું કરડશે તો?"

" એ, બિલાડી નહોર ભરી જશે તે?"

" હાય હાય! ત્યાંથી સાપ નીકળશે તો?"

" એ, રસ્તે કો'ક મળશે ને લૂંટી લેશે તો?"

" એ ભીંત પડી જશે તો?"

" એ, ઊના પાણીથી દાઝી જવાશે તો?"

માબાપો વારંવાર આવા બીકના ઉદ્ગારો કાઢે છે. વર્ષો સુધી એની આસપાસ આવું કશું બનતું નથી ને આગળ બન્યું પણ નથી હોતું. છતાં આ ' હાય હાય ' અને ' એ... એ... ' તો ચાલ્યા જ કરે છે. નાનાં બાળકો સહેજે ડરવા લાગે છે. મનમાં થયા કરે છે : " હાય હાય! ક્યાંક પડી જઇશ તો?" ક્યાંક દાઝી જઈશ તો? ક્યાંક મરી જઇશ તો?" કંઇ બનતું નથી અને છતાં બીકથી રોજ બીધા જ કરવું પડે છે. બનાવ બન્યા પછી તે એટલો બિહામણો લાગતો નથી અને હોતો પણ નથી. પણ સૌથી પહેલી બીક તો પોતાની જ છે. સૌથી ભયંકર દુઃખ તો બીક લાગવાની પહેલાંનું છે.

*

: ૧૧૩ :

## મારી અસર

જ્યારે હું મનમાં ખૂબ ગુસ્સે થયેલો હતો, ત્યારે મારાં બાળકો બીજાં બાળકો ઉપર અને મારી ઉપર ગુસ્સે થતાં હતાં.

જ્યારે હું મનમાં ખૂબ ઈર્ષ્યાથી બળતો હતો, ત્યારે મારાં બાળકો બીજાં બાળકોનું સારું મોં ને સારાં કપડાં જોઈને રાજી થતાં ન હતાં; ઊલટાં તે જોઈને અકળાતાં હતાં.

જ્યારે હું મનમાં અન્યનું બૂરું કરવાના વિચારો કરતો હતો, ત્યારે મારાં બાળકો જેને તેને મારી આવતાં હતાં, જેનું તેનું સારું કામ બગાડી નાખતાં હતાં.

જ્યારે હું મનમાં અત્યંત અનુદાર, સંકુચિત અને સ્વાર્થી હતો, ત્યારે મારાં બાળકો પોતાનામાંથી કશું આપવાની ના પડતાં હતાં; ઊલટું કોઇનું ઉપાડી લાવતાં હતાં.

જ્યારે હું મનમાં બેપરવા અને તોછડો હતો, ત્યારે મારાં બાળકો કોઇ બોલાવે તો જવાબ દેતાં ન હતાં, અતડાં રહેતાં હતાં; તંગ રહેતાં હતાં.

જ્યારે હું મનમાં અન્યને ધિક્કારતો હતો, ત્યારે મારાં બાળકો જેનો તેનો વાંક કાઢતાં હતાં, જેનું તેનું વાંકું બોલતાં હતાં.

જ્યારે હું મનમાં આળસુ અને પ્રમાદી હતો, ત્યારે કહી કહીને થાકતો છતાં મારાં બાળકો કામ કરવા ઊભાં જ થતાં ન હતાં.



: ૧૧૪ :

## બે ઘરોમાં

૧

બાળકો નવી નવી રમતો રમતાં હતાં; અંદર અંદર હસતાં હતાં.

એકબીજાંને રમાડતાં હતાં ને હસતાં હતાં.

એકબીજાંને મદદ કરતાં હતાં ને મદદ લેતાં હતાં.

કંઈ કંઇ નવી નવી સૃષ્ટિઓ પેદા કરતાં હતાં ને તે જોઈ રાજી થતાં હતાં.

પરસ્પર સન્માનભર્યાં હતાં, હેતભર્યાં હતાં.

માતા વારંવાર ગૃહકાર્યમાંથી ડોકિયું કરી બાળકોને દૂર દૂરથી નીરખતી હતી. તેમના મધુર હાસ્યના પલકારમાં આનંદથી નહાતી હતી. તેમના સુલલિત ગુંજનથી કાનને તૃપ્ત કરતી હતી વારંવાર જોઈ જોઈને પાછી જતી હતી, અને વળી વળીને જોવા માટે પાછી આવતી હતી.

બાળકો અને તેની માતાની પળો ધન્ય હતી, ભવ્ય હતી.

૨

બાળકોને રમવાનું કશું સૂઝતું ન હતું. અંદર અંદર લડતાં હતાં ને રડતાં હતાં; એકબીજાંને ધક્કો દેતાં હતાં ને એકબીજાંનું ઝૂંટવી લેતાં હતાં.

કોઇ કાંઇ નવું નવું કરવા જતું હતું તો બીજું તે બગાડી નાખતું હતું, અને પછી બધાં લડી પડતાં હતાં.

પરસ્પર ઘૂરકતાં હતાં; એકબીજા સામે વખતોવખત ડોળા કાઢતાં હતાં.

માતા ઘરકામમાંથી અકળાઈને ઘાટો પાડતી હતી: "એ મારા રડ્યાઓ, લડો મા. હમણાં આવીશ તો વાંસો ભાંગી નાખીશ." માતા મનમાં બળતી જતી હતી, વારંવાર મોં બગાડતી હતી અને ઠામવાસણ પછાડતી હતી, અથવા જેને તેને વઢતી હતી. બાળકો બહુ લડી પડતાં ત્યારે તે તેમની પાસે આવતી હતી અને જેને તેને બેચાર ધબ્બા મારી પાછી ચાલી જતી હતી.

બાળકો અને માતાની પળો અધન્ય હતી, હીન હતી.

*

: ૧૧૫ :

## હું કહું ત્યારે કરજે

૧

બા શાક વઘારતી હતી.

ઈન્દુને શાક વઘારવાની હોંશ થઈ; ઇન્દુ શાક વઘારી શકે તેવડી હતી.

ઇન્દુએ બાને કહ્યું: "બા, હું શાક વઘારું?"

બાએ કહ્યું: "હું કહું ત્યારે કરજે; હમણાં ન આવડે."

ઈન્દુ નિરાશ થઈ ચાલી ગઈ.

૨

બાને તાવ આવ્યો,

બાને થયું કે આજે તો ઇન્દુ પાસે શાક વઘારાવું.

બાએ ઇન્દુને કહ્યું: "ઇન્દુ, શાક વઘારને?"

ઈંદુએ કહ્યું: "બા, શાક વઘારતાં મને નથી આવડતું."

*

: ૧૧૬ :

## બતાવો તો ?

બાળકને પક્ષીઓની સુંદર વાતો કહેવાને બદલે તેને સુંદર પક્ષીઓ બતાવો તો ?

બાળકને એન્જિનની કરામત પાટિયા પર સમજાવવાને બદલે તેને એન્જિન પાસે જ લઇ જઈ બતાવો તો ?

બાળકને પૃથ્વીના ગર્ભમાં અનેક ખનિજો ભરેલાં છે તેની રસિક કથા કહેવાને બદલે ખનિજભરપૂર પૃથ્વી ખોદી બતાવો તો ?

બાળકને ઘરમાં પડ્યાં પડ્યાં તારાઓની વાતો કહેવાને બદલે ફળિયામાં કે અગાશી પર લઇ જઈ તારાઓ બતાવો તો ?

બાળકે કશાથી બીવું નહિ, બીવા જેવું કશું નથી, એમ તેને કહેવા કરતાં તેને સાથે લઈ અંધારામાં ફરવા નીકળો અને ભયનાં સ્થાનોમાં નિર્ભયતા બતાવો તો ?

બાળકે મોટો થયા પછી મોટાં મોટાં કામો કરવાં, બહાદુર ને હોશિયાર થવું, એવી શબ્દથી પ્રેરણા પાવા કરતાં તેને નાનાં નાનાં બહાદુરી અને હોશિયારીનાં કામો કરવાનું બતાવો તો ?

બાળકને દેશના લાખો ગરીબોની વાતો કરવા કરતાં તેને ગરીબોનાં ઝૂંપડાં બતાવો તો ?

બાળકને પોતાના નોકરોને મારીઝૂડીને તેની પાસેથી કામ કરાવતા શેઠો અને કારખાનાના કામદારોની વાતો કહેવા કરતાં તે શેઠો, કામદારો અને કારખાનાં બતાવો તો ?

તો બાળક વધારે સારું નહિ કેળવાય ?

*

: ૧૧૭ :

## કોણ વધારે કેળવાય છે ?

પૂનો અરધે ઉઘાડે ડિલે સૂરજના તડકામાં આથડે છે ને ટાઢ ઉડાડે છે.

ઉષઃકાન્ત શરીરને ગરમ કપડાંથી લપેટીને સગડી પાસે બેઠો છે.

પૂનો ઘર પાસે આવેલા કૂતરાને હાથમાં પથરો લઈ ઝટ કરતો હાંકી કાઢે છે.

ઉષઃકાન્ત કૂતરો જોઈ રડતો રડતો પાછો ભાગી બાને બોલાવે છે.

પૂનો ખોબો વાળી ઉપરથી રેડાતું પાણી ઘટક ઘટક પી જાય છે.

ઉષઃકાન્ત પાણી પીતાં પીતાં પ્યાલું ઢોળે છે. ને લૂગડાં પલાળે છે.

પૂનો ઘરની ગાય અને ભેંશને હાથમાં દંડીકો લઇ પાવા જાય છે.

ઉષઃકાન્ત તેની ભેંશ કે ગાય સામે મળે છે ત્યારે 'બા' કરતો ભાગે છે.

પૂનો સવારે અરધો રોટલો ને છાશ શિરાવે છે ને બપોર પહેલાં ભૂખ્યો થાય છે.

ઉષઃકાન્તને દૂધ ભાવતું નથી ને ચાનો એક પ્યાલો લીધા પછી બપોર સુધી ભૂખ્યો થતો નથી.

પૂનો દોડાદોડ સાત ટાપલિયો દાવ રમે છે ને કેમે કરી હાથમાં આવતો નથી.

ઉષઃકાન્ત રમવાની જ ના પાડે છે. તે કહે છેઃ "મને રમવું ન ગમે; હું તો પડી જાઉં."

પૂનો કરોળિયા જાળાં ક્યાં બાંધે છે તે શોધવા જાય છે; તે કાબરનાં ઈંડાને શોધી જાણે છે. એને આંબે ચડીને કેરી ઉતારતાં આવડે છે; ભેંશે ચડીને ઢોરને પાણી પાવા જતાં આવડે છે; અંધારામાં તારાને અજવાળે ચાલતાં આવડે છે.

ઉષઃકાન્ત ઘરમાં બેઠો બેઠો કરોળિયાની ને કાબરનાં ઈંડાની વાતો વાંચે છે; આંબાના અને તારાના પાઠોની નકલ કરતાં તેને સારી આવડે છે; તેના અક્ષર સારા છે.



: ૧૧૮ :

## આમ નહિ, પણ આમ.

૧

એ, ત્યાં જઈશ નહિ; અંધારું છે.

એ, ત્યાંથી ચાલીશ નહિ; ત્યાં કાંટા છે.

એ, ત્યાંથી ભાગ; નહિતર કૂતરું કરડશે.

એ, અહીંથી ભાગો; અહીં ગડબડ થાય છે.

ચલો હટો, આ ખુરશી તમારો માટે નથી; તમને બેસતાં નથી આવડતું.

લઈશ નહિ, લઈશ નહિ, વગાડી બેસીશ. મૂકી દે એ છરી.

કોરે ખશ, એને પાડી દઈશ. એને અડતો નહિ હો કે !

૨

ત્યાં અંધારું છે; બત્તી લઈને જા.

જો, નીચે જોઇને ચાલજે; ત્યાં કાંટા છે.

જો, પેલો પથરો લઇને ઊભો રહે એટલે કૂતરું નજીક નહિ આવે.

જુઓ, અહીં તમે તમારું કામ આવી રીતે શાંતિથી કરો.

જુઓ, આ ખુરશી ઉપર આવી રીતે બેસો; આમ બેસાય.

જો, છરી આમ લે અને દોરી કાપવી હોય તો આમ કાપ.

જો, આવ, આવી રીતે લે જોઈએ ? હું પાસે છું. એને આમ તેડાય.

*

: ૧૧૯ :

## પિતા વિષે

ધીરી અને વિનુ ઓટલે બેસી વાતો કરતાં હતાં: "બાપુજીને કશું યે આવડતું નથી. વાળતાં, કપડાં ધોતાં, વાસણ માંજતાં, રસોઈ કરતાં, સીવતાં, અથાણું કરતાં, બાવાં પાડતાં, દાણા સાફ કરતાં, શાક સુધારતાં: કશું યે આવડતું નથી."

"બાપુ તો બેઠા બેઠા છાપાંઓ અને ચોપડાઓ વાંચ્યા કરે છે. સારાકાકા અને નાનાલાલ આવે છે તેની સાથે નરી વાતો જ કર્યા કરે છે!' એક ખુરશીમાં બેસતાં અને વાતો કરતાં આવડે છે. આપણે જરા તાણીને બોલીએ તો 'એ ય, ગડબડ નહિ કરો!' આપણે તેમની ઓરડીમાં જઇએ તો 'ચાલ્યાં જાઓ છોકરાઓ! અહીં કેમ આવ્યાં ?' એમ બોલતાં ને ધમકાવતાં આવડે છે. આપણે નિશાળે ન જવું

હોય તો યે પરાણે મોકલતાં અને નિશાળેથી આવીએ કે તુરત જ પાઠ કરવા બેસાડતાં આવડે છે. અને વારે ઘડીએ પાણી લાવો, ચા લાવો, આ લાવો ને તે લાવો એમ મંગાવતાં જ આવડે છે; ને જરાકે મોડું થાય તો બા ઉપર અને આપણી ઉપર ખિજાતાં આવડે છે. બાકી તો બાપુને કશું યે આવડતું નથી. અને એટલા જ માટે બા તો એમને કશું કાંઇ ચીંધતી જ નહિ હોય, અને બધું પોતે જ કર્યા કરતી હશે!"

❋

: ૧૨૦ :

## બા, હું તને અબોટ કરાવું?

"બા, હું તને અબોટ કરાવું? લે તું પાણી નાખ ને હું વાળું."

"લે રાખ, રોયા બાયલા! અબોટ તો છોકરીઓ કરે."

× × ×

"બા, હું આ ઘર વાળી નાખું?"

"રોયા, ભીખાને પગાર મફતનો આપીએ છીએ? વાળવાવાળો થજે, વાળવાવાળો!"

× × ×

"બા જો તો? મેં આ મારો રૂમાલ હાથે ધોયો."

"હવે આઘો ખશ, આ આખું પહેરણ પલાળ્યું ને પગ ગારોગારો કર્યા! મારે તે લૂગડાં ય કેટલાં ધોવાં?"

× × ×

"બા, પણે જીવીકાકીને ઘરે હીંચકો બાંધ્યો છે તે હીંચકવા જાઉં?"

"ત્યાં ક્યાં જાતો'તો ? હાથપગ ભાંગે તો મારાથી ચાકરી થાય એમ નથી. નથી જવું ત્યાં."

× × ×

"બા, આ મારાં ને બેનનાં લૂગડાં સંકેલું ?"

"રોયાને કાંઈ ધંધો છે ? મૂક લૂગડાં કોરે; ખશ આઘો !"

× × ×

"જો બા, હું આ કેવા નાના નાના રાતા ને પીળા કાચના કટકા લઈ આવ્યો ! ઓલી પારેખની વંડી પાસે પડ્યા'તા."

"એ એને નાખી આવ, ઓલ્યા ખાડામાં. ઘરમાં લાવ્યો છે તે કો'કના પગમાં લાગશે તો છ મહિનાનો ખાટલો થશે. એ તો ભાળ્યા તારા કાચ !"

× × ×

"બા, આ સોયમાં દોરો પરોવી દેને ?"

"વળી સોયદોરા ક્યાંથી લીધા ? આનું તે શું કરવું ? કાંઈ બીજો કામધંધો છે કે નહિ ? મૂકી દે સોય."

× × ×

"બા, આપણા ઘરની વાંસે છાંયો છે ત્યાં વીજુ સાથે રોટલો રોટલો રમવા જાઉં ?"

"ઠીક, હવે: બાકી રહ્યું હોય તો ઇ કર્ય. બાપુ, ઇ વીજુડી હારે મારે નથી રમવું. ને એની માને મારાથી નો પો'ચાય ! રમવામાં ને રમવામાં આટલી હોળાયા જેવડી તો થઈ છે."

"તે હું ને વીજુડી તો કંઇ બાધતાં નથી; અમે તો ભાઇબંધ છીએ."

"હવે આઘો જાને, નહિ જોઇ હોય તમારી ભાઇબંધી!"

× × ×

ત્યારે બા, મારા બાપા કહી ગયા છે કે આ ખડિયો સાફ કરજે; તે હું કરું ?"

"હવે બાકી રહ્યું હોય તો ઈ કર્ય. ઇ મારે કાળા હાથ ને કાળું મોઢું નથી કરવું. તારા બાપાને કંઇ કામ નહિ તે કીધા કરે !"

× × ×

"ત્યારે બા, હું આ ગરિયો ફેરવું ?"

"અત્યારે ખરે બપોરે તે ગરિયો હોય ? કાંઈ વખત તો જો. કંઇક કામ કર્ય કામ, રોયા ! આ કરું ને તે કરું એમ પૂછ્યા શું કરે છે ?"

"પણ ત્યારે કરું શું ?"

"શું કેમ ? બધા છોકરા શું કરતા હશે ?"

"પણ તું મને ક્યાં કંઈ કરવા દે છે ? તું તો બધાની ના જ પાડે છે !"

"તે ન કરવાનાં કામ કેમ કરવા દે ?"

"ત્યારે કરવાનું કામ કયું ?"

"એ મારું લોહી પી મા. તારા કાકા આવશે ત્યારે કહીશ; એ તને કામ બતાવશે."

*

: ૧૨૩ :

## ઓય, એ તો ચૂંક આવતી હતી

" શું છે ? આજ રમુ કેમ રડે છે ? "

" કોણ જાણે, રોંઢા દિ'નું આદર્યું છે તે રોતી રે'તી જ નથી. રહી રહીને રાડ્યો નાખે છે. "

" કાંઇ કારણ હશે. "

" કારણ શું હોય ? મારી કઠણાઈ. "

" એમાં આકળી શું થાય છે ? છોકરાં છે તે રડે. "

" તમારે ઠીક છે. ઇ કાંઈ માનો જીવ છે તે છોકરું રોવે તો કળીએ કળીએ કપાય ? લ્યો, આ પૂછ્યું: " શું કામ રડે છે ? "

" વખતે ભૂખી હોય તો ? "

" ભૂખી ભૂખી તો કાંઇ નથી. કેટલી યે વાર ધવરાવી, પણ ઈ જરાક ધાવે છે ને મૂકી દે છે. ભૂખી હોય તો કાંઇ એમ કરે ? "

" કાંઈ થયું હોવું જોઇએ. કોણ જાણે, પેટ ચડ્યું હોય તો ? લાવ, જોઉં જોઇએ, પેટ ડબડબ બોલે છે ? "

" પેટ તો કાંઇ ચડ્યું નથી. રૂપાળું પાસા જેવું છે. "

" ત્યારે લાવ જોઈએ, હું રમાડું; જરા બહાર લઇ જાઉં. "

છગનભાઈ રમુને તેડીને બહાર શેરીમાં લઇ જાય છે. રમુ ઘડીક રોતી રહી જાય છે ને ઘડીક ચીસેચીસ નાખે છે.

જમનાદાદી શેરીમાંથી નીકળ્યાં. છગનભાઈ કહેઃ " માડી જુઓ તો ? આ છોડી કયારની રડે છે. કાંઇ થયું છે ? "

"જોઉં જોઇએ, પેટ દેખાડો તો? અરે, આ તો પેટમાં ચૂંક આવતી લાગે છે. એની બાના ખાવામાં કાંઈક આવ્યું હશે. કાલે વાલ ખાધા હતા કે?"

"હા, કાલે નાત હતી ને વાલ તો હતા!"

"ઠીક ત્યારે એમ કહોને! જરાક સૂવાદાણા ને સંચળ ચાવીને મોઢામાં બે ટીપાં પાડો. રોતી રહી જશે ને ઊંઘી જશે."

દાદીમાએ કીધું તેમ રમુની બાએ કર્યું. રમુ રોતી રહી ગઇ. "ઓય! એ તો ચૂક આવતી'તી. બા! આપણને તે શી ખબર પડે કે સેંતકના વાલ ખાધે છોકરાંને ચૂક આવે?"

*

: ૧૨૪ :

## ચણાનો લોટ

"ચંપા કાકી! થોડોક ચણાનો લોટ આપોને? મારી બા મંગાવે છે."

"તે ચણાનો લોટ તો કાલે જ થઇ રહ્યો. ને દળવા આપ્યો છે તે આવ્યો નથી."

"પણ કાલ તો મેં તપેલીમાં ભાળ્યો'તો કાકી."

"તે કાલનો લોટ પડ્યો રહેતો હશે? ઘર છે તે કાંઈ જોતો હશે કે નહિ?"

"પણ થોડોક જ હોય તો જુઓને કાકી? જરાક કઢીમાં નાખવો છે."

"કીધું નહિ બાપુ, થઇ રહ્યો છે! નીકર મારે શું કામ ખોટું બોલવું પડે, ને ના પાડવી પડે?"

રાધા લોટ વિના પાછી ગઈ. જીવીએ બાને પૂછયુંઃ " હેં બા! લોટ તો માટલીમાં છે, ને ના કેમ પાડી? તું બા ભૂલી ગઈ'તી? ને તું તો બા કહેતી હતી ને કે હું ખોટું તો બોલતી જ નથી?"

" તે ખોટું ન બોલે ત્યારે શું સાચું બોલે? સાચું બોલીએ તો તો ઘર ખાલી થઈ જાય ના?"

જીવી થંભી ગઈ! તેનું પ્રામાણિક મન વ્યવહાર-નીતિનો આ મહાન પાઠ એકાએક ગળે ઉતારી ન શકયું.

*

: ૧૨૫ :

## અથાણું

" જા, રસીલા, ફઈબાને ત્યાંથી અથાણું લઈ આવ જોઈએ?"

રસીલા ફઈબાને ત્યાં ગઈ. ફઈબાએ હોંશથી આવકાર આપ્યો; અથાણાની એક પછી એક બધી બરણીઓ ઉઘાડી ને સારું સારું અથાણું આપ્યું. રસીલા અથાણું લઈને ઘેર આવી. રસીલાએ, એની બાએ ને સૌએ અથાણું ખાંતે કરીને ખાધું.

બપોરે બાની બેનપણી આવી. રસીલાની બા વાતો કરતાં હતાંઃ " છે ને કાંઈ ફઈનો જીવ! અથાણું મંગાવ્યું તો આપ્યું ભૂંડુંભૂખ જેવું. હશે ગયા વરસનું પડેલું!"

× × ×

ત્રણ દિવસ પછી પાડોશમાંથી રમાબેનની દીકરી હંસા રસીલાને ત્યાં અથાણું લેવા આવી. બાએ રસીલાને એક બાજુએ બોલાવીને કહ્યું: “જો, એ તો રોજ ને રોજ લેવા આવે છે. એમ દઇએ તો પાર ક્યાં આવે? કાઢી આપ પેલી બરણીમાંથી ગયા વરસનું ઘણું છે તે. ને એ તો લઇને આવી છે મોટું છાલિયું; થોકડું દેજે.”

બપોરે રસીલાની બાની બેનપણી આવી. રસીલાની બા કહેતાં હતાં: “બા, અમારે તો અથાણું આપી આપીને જ ખૂટી જાય! આડોશીપાડોશી સૌ માગવા આવે. કાંઈ ના પડાય છે? ને થોડું યે કાંઈ અપાય છે? ને છે તે, ઘરમાં જેવું તેવું હોય તો ખવાય, પણ બહાર તો સારું જ દેવું જોઈએ ના?”

રસીલા તો મનમાં ને મનમાં સમસમી ગઈ! રસીલાને આજે બાએ કેવું હલકાઈનું શિક્ષણ આપ્યું!

*

: ૧૨૬ :

## એવી વાર્તા કહેવી?

કાળી બાંગ નાખીને ચમન જાગી ઊઠ્યો.

“ઓય, વોય, બાડી રે...”

બાપા: “ચમન, ચમન! શું છે?”

બા: “ચમના! બાપા, શું થયું?”

બાએ ચમનને છાતીએ ચાંપ્યો; બાપા માથે હાથ ફેરવવા લાગ્યા.

ચમનની છાતી થડક થડક થતી હતી. આંખમાંથી ડબક-ડબક આંસુ પડતાં હતાં. ઉંહ ઉંહ, કરીને ચમન ઊંડેથી રડતો હતો; ધ્રૂજતો હતો.

"હાય, હાય! આ ચમનને શું થયું? ચમન, બાપુ પાણી પીને? ચમના! મને ઓળખે છે કે? ચમન, ચમન!"

ચમન ઝબકતો હતો. આમ તેમ અકળવકળ જોતો હતો; હીબકાં ભરતો હતો. બોલી યે શકતો ન હતો.

"દોડોને, કો'કને બોલાવોને; ચમનને કંઈક વળગ્યું લાગે છે."

"વળગે શું? વખતે આંચકી આવતી હોય કે વખતે કાંઈક દુખતું હોય તો."

"હેં ચમન! કહે જોઈએ શું છે? પેટમાં દુખે છે?"

"બાપુ, દોડો, દોડો, દોડો; ઓલ્યો વાઘ મને મારી નાખશે. એં...એં...એં..."

"ચમન, ચમન! બેટા અહીં વાઘ નથી હો; આ તો આપણું ઘર છે."

"પેલી ઓરડીમાં વાઘ છે. એ....પણે આવતો હતો."

ચમન હજુ ઊંઘતો હતો; ઊંઘમાં બીતો હતો.

બાપા: "સમજ્યો સમજ્યો. આ તો હું રાતે બધાંને વાઘ–સિંહની વાતો કહેતો હતો તેનું સ્વપ્નું આવ્યું લાગે છે!"

બા: "તમારા ય કાંઈ હેવા છે! એવી છોકરાં બીએ

એવી વાતો ન કરતા હો તો ? આ મારા ચમનનો ઘાંટો બેસી ગયો."

બાપા: "ચમન ! આ તો આપણું ઘર છે; એ તો તને સ્વપ્નું આવ્યું હતું."

નાનીબેન: "હટ્ટ ચમના, સ્વપ્નાના વાઘથી તે બિવાતું હશે ?"

ચમન: "અરે એ તો સાચો વાઘ પાંજરામાંથી છૂટ્યો'તો."

બા: "લે રાખ્ય ગાંડા ! ત્યાં વાઘ ક્યાંથી છૂટતો'તો."

સૌ વિચારમાં પડ્યા. ચમન બાને વળગી પડ્યો; બાપા વિચારમાં પડ્યા કે એવી વાર્તા ન કહેવી ?



બાલશિક્ષણ પ્રણેતા

# ગિ જુ ભા ઈ

(સરળ–રસિક–માહિતીસભર પ્રેરણાદાયી જીવનચરિત્ર)

લેખક : **શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠક**

મહાન બાળ–કેળવણીકાર સ્વ. ગિજુભાઈ એમના બહુજ ટૂંકા જીવનકાળ દરમિયાન આપણા દેશમાં બાળકેળવણીના ક્ષેત્રમાં કોઈએ ન કર્યું હોય એવું–ને દીર્ઘકાળ સુધી એની અસર અને પ્રેરણા મૂકી જાય તેવું અનમૂન કાર્ય કરી ગયા. એ કાર્યમાંથી અનેક શિક્ષક શિક્ષિકાઓને, માબાપોને જીવન-ઘડતરની દિશા ને ઊંડી પ્રેરણા સદાય મળતી રહેશે. એથીજ જિજ્ઞાસુઓ માટે એ મહાનજીવન વિષે જાણવું અનેક રીતે ઉપકારક થઈ પડશે. આ જીવનચરિત્રની પ્રસ્તાવનામાં આગેવાન કેળવણીકાર શ્રી. જુગતરામભાઈ દવે જણાવે છે કે "જે કોટિમાં કોઈ કબીર, મીરાં કે તુકારામને મૂકીએ, અથવા જે કોટિમાં રામકૃષ્ણ પરમહંસ કે મહાત્મા ગાંધીજીને મૂકીએ તે જ કોટિમાં ગિજુભાઈ બેસે છે."

આવું ચરિત્ર એકેએક બાળપ્રેમી વ્યકિત તથા શિક્ષક ભાઈ બહેનો અચૂક વાંચશે ને એમાંથી પ્રેરણા મેળવશે એવી આશા સહેજે રહે છે.

ગિજુભાઈના મનનાત્મક બે પુસ્તકો

**૧. શાંત પળોમાં ૨. પ્રાસંગિક મનન**

આ બન્ને પુસ્તકો વાચકોને વિચારતા કરશે તથા મનની શાંતિ આપશે. શુભ પ્રસંગે ભેટ આપવા લાયક જીવન પાથેય સમા ગણી શકાય.

પ્રાપ્તિસ્થાન

# સંસ્કાર સાહિત્ય મંદિર

પોસ્ટ બોકસ ૩૪ : ભાવનગર ૩૬૪ ૦૦૧

---

રાધેશ્યામ પ્રિન્ટીંગ પ્રેસ, લોખંડબજાર, ભાવનગર.